# અમદાવાદ શહેરની સચિત્ર સરળ

# ભૂગોળ.

( દસક્રોઈ તાલુકો અને અમદાવાદ જિલ્લાની
ભૂગોળ સહિત )

લેખક અને પ્રકાશક,
ભાઈચંદ પૂજાદાસ શાહ.

સોલ એજન્ટ,
માણેકલાલ ભાઈચંદદાસ શાહ, એન્ડ બ્રધર્સ.
બુકસેલર્સ, દિલ્હી ચકલા, અમદાવાદ.

કિંમત રૂ. ૦-૪-૦.

# પ્રસ્તાવના.

અમદાવાદ શહેરની શાળાઓ, વિદ્યાર્થીઓ અને પ્રજાવર્ગ માટે શહેરની કે '**ઘરની ભૂગોળ**' એ જુદા પુસ્તકની અગત્ય વિચારી નવાં ધોરણોને અનુસરી ભિન્ન ભિન્ન વિગતો ઉપરથી જરૂરની હકીકત અને અગત્યનાં સ્થળોનાં રમુજી વર્ણનો ચિત્રો સાથે આપી, કુમળી વયનાં બાળકોમાં રસ રેડે, તેઓ પ્રેમથી વાંચે, વાંચવામાં આનંદ માને, એ હેતુ લક્ષમાં રાખી પ્રાથમિક બીજા ધોરણનાં બાળબાળાઓ, આગળ વધેલા શિષ્યો, શિષ્યશિક્ષક [illegible]

અશક્ય છે; પરંતુ બની શકે તેટલાં ખાસ જોવા લાયક સ્થળો તો અવશ્યે ઉત્સાહી શિક્ષકો શિષ્યોને ત્યાં લઈ જઈને બતાવશે, તેના સંબંધી વાર્તા પણ કહી બતાવશે, અને પુસ્તકદ્વારા શીખવી પણ શકશે. ઝીણા ટાઇપમાં છાપેલી વિગતો જેમ જેમ બાળકોનો અભ્યાસ આગળ વધતો જાય તેમ તેમ જરૂર જોગી કહેતાં જવી, તેમની જિજ્ઞાસા જાગ્રત કરવી; કેમકે આ ગુજરાતની જાહોજલાલી વાળું શહેર, ગુજરાતના ઇતિહાસને અને ગુજરાતને આપનારૂં અને રસમાં તરબોળ કરે તેવી વિગતોથી ભરપુર છે.

# અભિપ્રાયો.

**આ પુસ્તક** માત્ર **અમદાવાદ શહેરની** દિશાઓ, **સીમાઓ** ઇત્યાદિની શુષ્ક **માહીતીઓવાળું** પુસ્તક **નથી** પણ એક રીતે તેને ટૂંકી ' ડિરેક્ટરી " રૂપ અને કેટલીક રસભરી જાણવાજોગ માહીતીઓથી ભરપુર નાનકડું પુસ્તક કહી શકાય તેમાં ઇતિહાસને લગતી બાબતોનો પણ સમાવેશ છે જેમ કે **અમદાવાદનાં જોવા લાયક સ્થળો અને** તેમનો **ઇતિહાસ; અમદાવાદનાં** કેટલાંક મંદિરો, પોળો વગેરેનો ઇતિહાસ **અને** દંતકથાઓ, **શહેરના** વેપાર, **ઉદ્યોગનાં સ્થળો**, કારખાનાંઓ, શિક્ષણ સંસ્થાઓ, દવાખાનાં, પુસ્તકાલયો, ધર્મશાળાઓ, **વસ્તી** વગેરે. પુસ્તકમાં કેટલાંક ચિત્રો **અને** નકશાઓ પણ આપેલાં છે. પ્રસ્તાવનામાં લેખકે વાજબીજ કહ્યું છે કે–' આ પુરાતની જાહોજલાલીવાળું શહેર, ગુજરાતના ઇતિહાસને અને ગુજરાતને જળ આપનારૂં અને રસમાં તરબોળ કરનારૂં છે. ' આવા શહેરની ટૂંક ટૂંક તમામ પ્રકારની માહીતી આપવા માટે લેખકે સારી મહેનત લીધી છે, તે જોતાં આ પુસ્તક ઉત્તેજનને લાયક છે. રા. **ભાઈચંદભાઈએ** શાળાઓને લગતાં ઘણાં પુસ્તકો શ્રમપૂર્વક રચીને ગુજરાતની કેળવણીમાં વિશાળ ફાળો આપ્યો છે. તેમનું આ પુસ્તક એ ફાળામાં એક વધુ સારૂં ઉમેરણ કરે છે તે જોઈને આનંદ થાય છે.

**' ગુજરાતી પંચ '** ( **સાભાર. સ્વીકાર અને અવલોકન** ) તા. ૩૦ મી **મે** સને ૧૯૨૯ ના અંક ઉપરથી ઉધૃત. )

તમારૂં રચેલું " **અમદાવાદ શહેરની સચિત્ર સરળ ભૂગોળ** " એ નામનું પુસ્તક મેં વાંચી જોયું છે તેમાંનાં ચિત્રો તથા સાદી ભાષાનું રસિક લખાણ બાળકો, શિક્ષકો તેમજ પ્રજાવર્ગને ઘણું ઉપયોગી થઈ પડવા સંભવ છે. **'ઘરની ભૂગોળ'**નું જ્ઞાન દરેકને જાણવાની જરૂર છે અને તે ખોટ તમે પુરી પાડી છે તેથી હું તમને ધન્યવાદ આપું છું અને શિક્ષક તરીકેના તમારા બહોળા અનુભવના લાભ **અમદાવાદની** પ્રજાને આપી તમારો ધંધો દીપાવ્યો છે, તા. ૨૯–૩–૨૯ **લક્ષ્મણ ભીખાભાઈ પટેલ.**

હેડમાસ્તર. **વર્નાક્યુલર** ટાઉનસ્કૂલ નં. ખાડીઆ. **અમદાવાદ.**

**અમદાવાદ શહેરની ભૂગોળ** ( દસક્રોઈ તાલુકા સહિત. )

શહેરના વિભાગો, જોવા લાયક સ્થળો, સીમા, ઉદ્યોગો, વગેરે તમામ **બ્યાન સંપૂર્ણ** કર્યું છે. ભૂગોળને રસવાળી બનાવી છે; પરંતુ કેટલીક હકીકત હજી લેવા જેવી છે–સુધરાઈ વિષે વિશેષ વિગતો, અને શહેરનું ક્ષેત્રફળ **લંબાઇ** પહોળાઈનું માઇલમા માપ વગેરે.

( **સાહિત્ય** પુ૦ ૧૪ અંક ૪થો. **એપ્રિલ** સને ૧૯૨૬, **ગ્ર**ંથાવલોકન પૃષ્ઠ ૩૫૬ )

# ટેકસ્ટ–પાઠ્ય પુસ્તક તરીકે મંજુર

( મુંબઈ ઇલાકાના મે૦ ડિરેકટર સાહેબે નં. નં. S. 86 (b) 61–D તા. ૩૦–૭–૨૬ થી અને ઉત્તર પ્રાંતના એ૦ ઇ૦ સાહેબના નં. નં. ૫૩૪૯ તા. ૫–૮–૨૬ થી પ્રાથમિક શાળાઓ માટે મંજુર કરેલું. )

## ગુજરાતના ઇતિહાસની સચિત્ર સહેલી વાર્તાઓ.

( છોકરા અને છોકરીઓ બંનેને સરખું જ ઉપયોગી પુષ્કળ ચિત્રો, નકશા સહિત, સાદી અને સરળ ભાષામાં રસમાં તરબોળ કરે, તેવી આકર્ષક વાર્તાઓથી ભરપુર, આધુનિક છેલ્લામાં છેલ્લા સુધારાવધારા સાથેનું અતિરસિક પુસ્તક, ( ધોરણ **ચોથા** માટે વિસ્તૃત આવૃત્તિ પૃષ્ઠ ૨૧૬ ) પુઠાડેલી કીંમત રૂ. ૦–૬–૦

## ગુજરાતના ઇતિહાસની સચિત્ર સહેલી વાર્તાઓ.

ધોરણ **ચોથા** માટે સંક્ષિપ્ત બીજી આવૃત્તિ પૃષ્ઠ ૧૨૮ કિંમત રૂ. ૦–૪–૦.

શિક્ષકોની સુચનાથી રસક્ષતિ ન થાય તેમ આ આવૃત્તિ ટૂંકાવી છે. છતાં તેમાં ઘણાં ચિત્રો વગેરે હોવાથી કદ મોટું થયા છતાં અને આજ સુધીમાં પ્રગટ થએલા ગુજરાતના ઇતિહાસો કરતાં મુકાબલે આ અગ્રસ્થાને આવે છે.

## સરળ દેશી હિસાબ પૃષ્ઠ ૪૦ કીંમત દોઢ આનો.

( પ્રાયોગિક ભાગ સાથે નવીન ઢબ મુજબ બીજી આવૃત્તિ )

આજ સુધીમાં પ્રગટ થએલા બધા દેશી હિસાબો કરતાં આમાં સરળ પ્રાયોગિક ભાગો, પુષ્કળ ઉદાહરણો, ધાતો, કોષ્ટકો, લેખાં અને વ્યાવહારિક સંપૂર્ણ વિગતો સમાવી બાળકો અને શિક્ષકોને સરળ માર્ગદર્શક અને ઉપયોગી થાય તેવી યોજના છે. ટૂંક મુદતમાં પહેલી આવૃત્તિની ઘણી નકલો ખપી ગઈ છે. સારૂં કમીશન મળશે.

## સંવાદ સંગ્રહ ભાગ ત્રીજો ( ૨૮ સંવાદો ) પૃષ્ઠ ૧૮૦

ઉચ્ચ કોટિના શિષ્ટ વિદ્વાન લેખકોના ધાર્મિક અને હાસ્યપદ સંવાદો કિંમત રૂ. ૦–૧૦–૦. પાકું પુઠું રૂ. ૦–૧૪–૦.



અમદાવાદ શહેર
અને
પરાંનો નકશો.
મસજીદ અથવા મંદિર
કાચા રસ્તા
સડક
રેલ્વેઝ
તળાવ
વસ્તી ૨૭૦૦૦૦
શહેરનો કોટ
ઉત્તર
પશ્ચિમ
પૂર્વ
દક્ષિણ
સ્કેલ
એક માઈલ

# સૂચના.

૧ ખડ્ગ ધારેશ્વર મહાદેવ
૨ શાહીબાગ કમિશ્નર સાહેબનો બંગલો
૩ ભીમનાથ મહાદેવ
૪ સત્યાગ્રહ આશ્રમ
૫ દૂધેશ્વર વોટરવર્ક્સ—પાણીની ટાંકી
૬ દરીઆખાનનો ઘુમટ
૭ હઠીસીંગના દહેરાં
૮ ગાંડાંનું દવાખાનું
૯ આચાર્યજી મહાપ્રભુજીની બેઠક
૧૦ નીલકંઠ મહાદેવ
૧૧ અસારવા સ્ટેશન
૧૨ દાદાહરીની વાવ
૧૩ બહેચરદાસનું દવાખાનું
૧૪ રણછોડલાલ હાઇસ્કૂલ
૧૫ ગ્રાન્ડ હોટેલ
૧૬ ઇલેક્ટ્રિક સ્ટેશન
૧૭ સૈયદ આલમ મસીદ
૧૮ રણછોડજીનું મંદિર
૧૯ સ્વામિનારાયણનું મંદિર
૨૦ સિવિલ હોસ્પિટલ
૨૧ બહેરાં મુગાંની શાળા
૨૨ અમદાવાદ સ્ટેશન
૨૩ ભા૦ ના૦ ધર્મશાળા
૨૪ ટેક્નિકલ ઇન્સ્ટિટયુટ—હુન્નર શાળા
૨૫ સીદી બસીરની મસીદ
૨૬ આકરસા બાકરસાનો રોજો
૨૭ રાણીની મસીદ
૨૮ માધુબાગ
૨૯ માણેકચોક; તિલકમેદાન
૩૦ ગોસાંઇજીનું મંદિર
૩૧ બાદશાહનો હજીરો
૩૨ રાણીનો હજીરો
૩૩ જુમા મસીદ
૩૪ ત્રણ દરવાજા
૩૫ ભદ્રનો ટાવર
૩૬ પોસ્ટ ઓફિસ
૩૭ ઇમ્પિરિઅલ બેંક
૩૮ સેસન્સ કોર્ટ
૩૯ અહમદશાહ મસીદ
૪૦ વિક્ટોરિઆ બાગ
૪૧ ખાદીનગર કે ૩૬ મી રાષ્ટ્રિય મહાસભાનો મંડપ
૪૨ એલિસબ્રિજ સ્ટેશન
૪૩ ગુજરાત કોલેજ અને સાયન્સ ઇન્સ્ટિટયુટ
૪૪ પ્રાર્થનાસમાજ મંદિર
૪૫ પ્રે૦ રા૦ મેલ ટ્રેનિંગ કોલેજ
૪૬ મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કોલેજ
૪૭ ગાયકવાડની હવેલી
૪૮ મ્યુનિસિપલ ઓફિસ—કોઠો
૪૯ દાણાપીઠ
૫૦ મહમદ ગોસ મસીદ
૫૧ રાણી સિપ્રીની મસીદ
૫૨ પતીયાંનું દવાખાનું
૫૩ જમાલપુર પમ્પીંગ સ્ટેશન
૫૪ જગન્નાથનું મંદિર
૫૫ સપ્તઋષિનો ઘાટ
૫૬ મહીપતરામ અનાથાશ્રમ

લાયબ્રેરિ માટે મંજુર.

# અમદાવાદ શહેરની સચિત્ર સરળ ભૂગોળ

( દસક્રોઇ તાલુકા અને જિલ્લાની ભૂગોળ સહિત ).

---

લેખક.

ભાઈચંદ પૂજાદાસ શાહ

હેડમાસ્તર, તાલુકા સ્કૂલ ડભોડા, મહીકાંઠા.

---

આવૃત્તિ ૧ લી. સને ૧૯૨૬. પ્રત ૧૧૨૫.

આવૃત્તિ બીજી. મે સને ૧૯૨૮. પ્રત ૨૦૦૦.

---



સોલ એજન્ટ.

માણેકલાલ ભાઈચંદદાસ શાહ, એન્ડ બ્રધર્સ

બુકસેલર્સ દિલ્હીચકલા,—અમદાવાદ.

"સૂર્યપ્રકાશ" પ્રિન્ટિગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઈ ત્રિકમભાઈએ છાપ્યું. પાનકોરનાકા—અમદાવાદ.

---

કિંમત રૂ. ૦-૪-૦

# ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ.

## દિશાઓ અને ખુણાઓ.

**દિશાઓ**—નિશાળ, ઘર, મંદિર વગેરે મકાનની ચારે બાજુએ જે ચાર ભીંતો છે તે બાજુઓને તેની **દિશાઓ** પણ કહે છે.

**દિશાઓ** ચાર છે; **પૂર્વ પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ.**

જે બાજુએ સવારમાં સુરજ ઉગે છે, તેને **ઉગમણી** કે **પૂર્વ-દિશા** કહે છે.

સાંજે જે દિશામાં સુરજ આથમે છે, તેને **આથમણી** અથવા **પશ્ચિમ દિશા** કહે છે.

**પૂર્વ** દિશા ભણી મોં રાખી ઉભા રહીએ, તો ડાબા હાથ તરફનીને **ઉત્તર દિશા**, અને જમણા હાથ તરફનીને **દક્ષિણ દિશા** કહે છે.

પૂર્વ અને પશ્ચિમ તથા ઉત્તર અને દક્ષિણ એ સામસામી દિશાઓ છે,

### ખુણાઓ.




ચારે દિશાઓ વચ્ચે ચાર ખુણા છે. **વાયવ્ય, ઈશાન. નૈઋત્ય** અને **અગ્નિ.**

ઉત્તર અને **પશ્ચિમ** દિશાઓ વચ્ચેના ખુણાને **વાયવ્ય** કહે છે.

ઉત્તર અને પૂર્વ દિશાઓ વચ્ચેના ખુણાને **ઈશાન** કહે છે,

પશ્ચિમ અને દક્ષિણ દિશાઓ વચ્ચેના ખુણાને **નૈઋર્ત્ય** કહે છે. **પૂર્વ** અને દક્ષિણ દિશાઓ વચ્ચેના ખુણાને **અગ્નિ** કહે છે.

ચાર દિશાઓ, ચાર ખુણા મળી આઠ દિશાઓ. માથા ઉપરની **આકાશ,** પગ નીચેની **પાતાળ** એ મળીને દસ દિશાઓ છે.

**સૂચના:**—બની શકે તો નિશાળના ઓરડામાં જમીન ઉપર હોકાયંત્ર પેઠે ગોઠવીને પાસેની આકૃતિ જેવી મોટી આકૃતિ કેટલીક મુદ્દત ટકે એવી કાઢવી. જ્યારે દિશાઓની હકીકત કહેવી પડે, ત્યારે આ આકૃતિનો ઉપયોગ કરવો. જેથી દિશાઓની સારી સમજ પડશે.




**નકશો**—કોઈપણ સ્થળ દેશ કે તેના કોઈપણ ભાગનું માપ લઈ કાગળ પર દોરેલો **નમુનો કે આકાર.**

જેમ કોઈ પદાર્થના ચિત્ર ઉપરથી તેની હકીકત કહી શકીએ છીએ, તેમ નકશા ઉપરથી હરકોઈ સ્થળની હકીકત જાણી શકાય છે.

**નકશાની દિશાઓ:**—નકશો બધા દેખી શકે તેમ સામી ભીંત, પાટીઉં, કે લાકડાની ઘોડી ઉપર ટાંગવો, તો નકશાની ઉપરની માથા તરફની **ઉત્તર,** પગ તરફની નીચેની **દક્ષિણ,** જોનારના જમણા હાથ તરફની **પૂર્વ** અને ડાબા હાથ તરફની **પશ્ચિમ** દિશા છે.

**સૂચના:**—નકશાની અને કુદરતી દિશાઓ એકજ છે. તે સમજાવવાને નકશો ભોંય ઉપર પાથરવો, અને ઓરડાની દિશા પ્રમાણે નકશાની દિશાઓ મેળવવી પછી નકશો એમને એમ ઉપાડી ભીંતે લટકાવવો. જેથી કુદરતી અને નકશાની દિશાઓ વચ્ચેનો ભેદ સમજાશે.

## વ્યાખ્યાઓ.*

**સૂચના:**—ભૂગોળના પાઠમાં જે નવી સંજ્ઞા શિખવવાની આવે તે **મોડલ** (નમુના) દ્વારા શિખવવી જોઈએ. આવા નમુના નદી, તળાવ.

* સને ૧૮૯૩ ના ગુ૦ શા૦ પત્રમાં ‘ સ્થળ વિષે પાઠો ’ એમાં વ્યાખ્યાઓનું શિક્ષણ કેવી રીતે આપવું તે સવિસ્તર સમજાવેલું છે.

પડોશના ઉંચા નીચા ટેકરા. ઝરણુ વગેરે વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ બતાવી તે ઉપરથી ડુંગરા, નદી. બેટ વગેરે સંજ્ઞાઓ અવલોકનદ્વારા શિખવવી; પરંતુ એક સામટી ગોખાવવી કે શિખવી દેવાની નથી.

પૃથ્વી ઉપર **જમીન** અને **પાણી** એ બે છે. જમીન નક્કર અને જડ છે. પાણી પ્રવાહી છે.

જમીનના **સપાટ પ્રદેશ, પર્વતો** અને **ખીણો** એ ત્રણ વર્ગ થઈ શકે છે. જમીનનો મોટો ભાગ તદ્દન સપાટ અને સરખો હોય તેને **સપાટ પ્રદેશ** કે **મેદાન** કહે છે.

## ૧ સપાટ પ્રદેશ કે મેદાન.

**ઘર**—ઓરડો, પરસાળ, ઓસરી, ચોક, ખડકી અને મેડો એ બધું મળીને **ઘર** કહેવાય છે.

**ખડકી**—દશ પંદર કે તેથી વધારે કે ઓછાં ઘરો સાથે સાથે બાંધેલાં હોય તેને **ફળીઉં, વાસ, ચાલી** કે **ખડકી** કહે છે.

**પોળ**—ખડકી અને તે કરતાં વધારે ઘરો એક જથે બાંધેલાં હોય તેને **મહોલ્લો, પોળ,** કે **શેરી** કહે છે.

**ગામ**—કેટલાક મહોલ્લા, ફળીઆં કે શેરીઓ મળીને **ગામ** બને છે.

**ગામડું**—જેમાં થોડાં ઘર, ભુજ ફળીઆં અને થોડી વસ્તી હોય તેને **છાપરાં, પરૂં, મુવાડું** કે **ગામડું** કહે છે.

**પરાં**—ગામની નજીકમાં થોડે છેટે **ગામ** કે **શાહેર**ની પડોશમાં પાછળથી વધેલા ભાગને **પરાં** કહે છે.

**કસ્બો**—ગામમાં વસ્તી વિશેષ હોય અને ગામ કરતાં સહેજ મોટું હોય તેને **કસ્બો** કહે છે.

**શાહેર**—જ્યાં ગામ કે કસ્બા કરતાં વસ્તી ઘીચ હોય, ઘણાં હારબંધ અને છોબંધ મોટાં ઘરો, હવેલીઓ, બંગલા અને મોટાં બજારો હોય, અને વેપાર ધમધોકાર ઘણો ચાલતો હોય તેને **શાહેર** કહે છે. એવું **અમદાવાદ** શહેર છે.

ગેટ—પોલીસચોકી કે પોલીસ થાણું.

**કિલ્લો કે કોટ:**—ઘરનું રક્ષણ જેમ ચારે બાજુની દિવાલોથી થાય છે તેમ શહેરનું ચોર, બહારવટીઆ અને શત્રુઓથી રક્ષણ કરવાને તેની ચારે બાજુ ફરતો ઈંટ, ચુનો, માટી કે પત્થરથી જાડી પહોળી ઉંચી બાંધેલી ભીંતથી ચણેલો હોય તેને **કોટ** કે **કિલ્લો** કહે છે.

**દરવાજા:**—ઘરમાં પેસવાને બારણું હોય છે તેમ શહેરમાં આવવા જવા માટે કોટમાં મૂકેલાં મોટાં બારણાંને **દરવાજા** કહે છે.

**રાજધાની:**—જે ગામ કે શહેરમાં સુલતાન, રાજા કે રાજાનો મુખ્ય અધિકારી રહે છે તે શહેરને **રાજધાની** છે.

અમદાવાદ એ અસલથી ગુજરાતની રાજધાની છે.

**બંદર**—જે શહેર નદી કે દરીઆકાંઠે આવેલું હોય અને ત્યાંથી વહાણ કે આગબોટ મારફતે માલ ચઢતો ઉતરતો (આવતો જતો) હોય તે શહેરને કહે છે. સુરત, મુંબઈ, દ્વારિકા, પોરબંદર, વગેરે બંદરો છે.

**સડક**:—પત્થર કે મેટલથી બાંધેલો પાકો રસ્તો.

**રેલવે**:—લોઢાના પાટા પાથરી બાંધેલો રસ્તો. આ પાટાપર **આગગાડી** ચાલે છે.

**રેલવે સ્ટેશન:**—આગગાડી ઉભી રાખવાનું ચોક્કસ ઠેકાણું. જે સ્થળે આગગાડી મારફતે ઉતારૂઓ અને માલ ચઢતો ઉતરતો હોય અને ત્યાં થોડો વખત રેલવે ઉભી રહેતી હોય તે સ્થળ.

**જંકશન:**—જ્યાં આગગાડીના જુદા જુદા ઠેકાણે જવાના રસ્તા મળે છે તે સ્થળ. અમદાવાદ સ્ટેશન જંકશન સ્ટેશન છે.

**તાલુકો:**—ઘણાં ઘર અને ફળીઆં મળીને જેમ **ગામ** બને છે, તેમ ઘણાં નાનાં મોટાં ગામો એક જથ્થે મળીને **પરગણું** કે **તાલુકો** થાય છે. **ઉત્તરદસક્રોઈ** એ તાલુકો કહેવાય.

જિલ્લામાં તાલુકો **મામલતદાર**ના તાબામાં હોય છે. અમદાવાદ શહેર એ **ઉત્તર દસક્રોઈ** તાલુકામાં આવેલું છે.

તાલુકાના પેટા ભાગને ખાલસામાં **મહાલ** કહે છે.

## પાણીના વિભાગો.

**ઝરો કે ઝરણું**:—ઉંચા ટેકરા કે નાના નાના ડુંગરોમાંથી પાણી ઝમી ઝમીને જે પ્રવાહ ચાલે છે તેને **ઝરો કે ઝરણું** કહે છે.

**વહેળો કે નાળું**:—વરસાદના પાણીનો પ્રવાહ થોડા ગાઉ સુધી જતો હોય તેને **વહેળો કે નાળું** કહે છે.

**નદી**:—મીઠા પાણીનો જે પ્રવાહ પર્વત કે સરોવરમાંથી નીકળી ઢળતી જમીનમાં વહી સમુદ્રને મળે છે તેને **નદી**[1] કહે છે.

**મૂળ**:—જે જગાએથી નદી નીકળે છે તેને નદીનું **મૂળ** કહે છે.

**મુખ**:—જે જગાએ નદી સમુદ્રને મળે છે તેને નદીનું **મુખ** કહે છે.

**સંગમ**:—એક નદી બીજી નદીને જે ઠેકાણે મળે છે તે ઠેકાણાને **સંગમ** કહે છે.

**ખાડી**:—સમુદ્રને મળતા પહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું નદીનું જે પહોળું મુખ હોય છે તેને **ખાડી**[2] કહે છે.

**તળાવ કે સરોવર**:—જમીનથી વીંટળાએલા પાણીના નાના ભાગને **તળાવ** અને મોટા તળાવને **સરોવર** કહે છે.

**દ્વીપ, બેટ કે ટાપુ**:—ચારે બાજુએ પાણીથી વીંટળાએલા જમીનના ભાગને **દ્વીપ, બેટ કે ટાપુ** કહે છે.

**નહેર-કૅનાલ**—ખેતીવાડીના ઉપયોગ સારૂ ખેતરોમાં પાણી પુરૂં પાડવા માટે નદીમાંથી જે ફાંટા (વહેળા) કાઢવામાં આવેલા હોય છે તેને **નહેર-કૅનાલ** કહે છે.

---

[1] **નદીના કિનારા**:—નદીના મુખ તરફ મોં રાખી ઉભા રહીએ, તો ડાબી બાજુએ જે કિનારો આવે છે તે **ડાબો કિનારો**; અને જમણી બાજુએ જે કિનારો હોય તે **જમણો કિનારો** કહેવાય છે.

[2] આવી નહેરો હાથમતી અને ખારી નદીઓમાંથી ખોદી કાઢેલી છે.

# અમદાવાદ શહેરની સચિત્ર સરળ ભૂગોળ.

**અમદાવાદ** શહેર સુલતાન **અહમદશાહે** શુમારે પાંચસો વર્ષ પહેલાં વસાવ્યું હતું, અને તેનું નામ પોતાના નામ પરથી **અહમદાબાદ** રાખ્યું હતું. હાલમાં તે **અમદાવાદ** કહેવાય છે.

**ક્ષેત્રફળ**:— શહેરનું ક્ષેત્રફળ ૧૫૨૬ એકર ૭ ગુંઠા એટલે ૨.૩૮૫ ચો. માઇલ, **સરસપુરનું** ૪૯ એકર ૧૮ ગુંઠા એટલે .૦૭૭ ચો. માઇલ અને પરાંનું ૩૯૨૯ એકર એટલે ૬.૧૩૯ ચો. માઇલ વળી **અમદાવાદ** મ્યુનિસિપાલિટિ બની છે. તેનું ક્ષેત્રફળ ૮.૭ ચો. માઇલ એટલે ૫૫૦૪ એકર ૨૫ ગુંઠા છે, અને વસ્તી ૨,૭૦,૯૧૪ માણસની છે.

**સીમા**.—અમદાવાદની પૂર્વે રેલવે સ્ટેશન પશ્ચિમે **સાબરમતી** છે.

**સ્ટેશનો**—આપણે આગગાડીમાં બેસી **નરોડા**, **નડિઆદ**, ડાકોર જઈએ છીએ એવું **અમદાવાદની** પૂર્વ દિશામાં (૧) **અમદાવાદ** સ્ટેશન છે તેને લોકો **કાળુપુર** પણ કહે છે.

ત્યાંથી **નડિઆદ**, **આણંદ**; ત્યાંથી **ગોધરા**, **વડોદરા**, **ભરૂચ**, **સુરત** થઈ **મુંબઈ** તરફ; **કલોલ**, **મહેસાણા**, **પાલણપુર** થઈ **અજમેર** અને **દિલ્હી** તરફ; **વીરમગામ**, **વઢવાણ** થઈ **કાઠિઆવાડ** તરફ; **અમદાવાદથી** **પ્રાંતીજ**, **હિંમતનગર**, ઈડર થઈ **ખેડબ્રહ્મા** સુધી જુદી જુદી આગગાડીઓ દોડે છે.

(૨) **એલિસબ્રિજ**:—એ સ્ટેશન **એલિસબ્રિજ** પૂલની પેલી તરફ નદી પાર આવેલું છે. ત્યાંથી **સરખેજ**, **ધોળકા**, **બાવળા** થઈ **ધંધુકા** તરફ જવાય છે.

**કોટ**:—**અમદાવાદ** શહેર વસ્યું ત્યારેજ શહેર ફરતો કોટ **શહેરની** આસપાસ ૫ થી ૫ાા માઇલ ગોળ ફરતા ઘેરાવામાં બાંધેલો છે.

**દરવાજા**:—શહેર ફરતા કોટમાં ૧૪ દરવાજા છે. **કાળુપુર** સ્ટેશનેથી શહેરમાં પેસતાં શહેરની **પૂર્વમાં** જમણી તરફ **કાળુપુર**,

**પ્રેમ** અને ડાબી તરફ **પાંચકુવા** અને **સારંગપુર** એ ચાર દરવાજા છે. **પાંચકુવાથી** શહેર વચ્ચે ઠેઠ **ભદ્ર** સુધી એક મોટો રસ્તો જાય છે.

કોટની રાંગે રાંગે **સારંગપુર** છોડી શહેરની **દક્ષિણમાં** જતાં **રાયપુર, આસ્ટોડિઆ** અને **જમાલપુર** એ ત્રણ દરવાજા આવે છે.

**પશ્ચિમ** તરફ વળતાં **ખાનજહાન, રાયખડ, ગણેશબારી** અથવા **બારી,** અને **ખાનપુર** એ ચાર દરવાજા આવે છે.

**ગણેશબારીને બારીનો** દરવાજો પણ કહે છે; કેમકે કોટ બાંધવાનો આરંભ અહીંથી થયો હતો. તેની પાસેજ **બાદશાહી** મહેલાતની યાદ આપતો **ભદ્રનો કિલ્લો** અને તેમાં **રાણીનીમસીદ** એ જગાએ આજે પણ હયાત છે.

**ઉત્તર** તરફ **શાહપુર, દિલ્હી** કે **ઈડરીઆ, દરીઆપુર** એ ત્રણ દરવાજા આવેલા છે. દિલ્હીને ઈડરીઓ પણ કહે છે; કેમકે તે દરવાજેથી ઈડર અને ત્યાંથી આગળ **દિલ્હી** તરફ જવાતું હતું.

**આસ્ટોડિઆ** અને જમાલપુર વચ્ચે **મુંદ્દા, શાહપુર** અને **દિલ્હી** વચ્ચે **હલીમનો** એ બે દરવાજા છે તે પુરી લેઈ બંધ કરેલા છે. કહે છે કે જો આ બે દરવાજા ઉઘડે તો શહેરમાં મારામારી અને કાપાકાપી ચાલે.

દરવાજાનાં નામ ઘણા ભાગે પાસેના સત્તા કે જિલ્લા કાળુ-પુર, **સારંગપુર**, રાયપુર, **જમાલપુર**, દિલ્હી કે ઈડરીઆ વગેરે ઉપ-રથી, તેમજ **પાંચકુવા** પાસે **પાંચકુવા** છે, તેથી **પ્રેમ પ્રેમાભાઈ** શેઠે પડાવેલો, **ખાનજહાન ખાનજહાનના નામ** પરથી એ નામો પડેલાં છે.

**અમદાવાદ શહેર:**—એ **અમદાવાદ** જિલ્લાનું મુખ્ય અને ગુજરાતનું જુનું રાજધાનીનું શહેર છે. સુલતાન **અહમદશાહે** પહેલાં તો લુટારાની ટોળીના સરદાર **આશાભીલને આશાપલ્લી** કે **અસાવળ**માંથી હરાવી કાઢી મૂકયો, જે ઠેકાણે **અસાવળ** ગામ હતું ત્યાં **સાબરમતી** નદીને કાંઠે ઇ, સ. ૧૪૧૨ માં ચાર પવિત્ર પુરુષો **'અહમદ'** (સુલતાન **અહમદ**, ધર્મગુરુ શેખ **અહમદ ખાતુ**, શેખ **અહમદ**, મુલ્લાં **અહમદ** ) **નામથી** ઓળખાતા તેમની મદદથી નવું અને સુંદર શહેર બાંધ્યું, અને પોતાના નામ પરથી તેનું નામ **અહ-**

મદાબાદ (અહમદ+આબાદ=અહમદે આબાદ કરેલું શહેર) રાખ્યું, અહીં તેણે રાજધાની કરી. હાલ તે અમદાવાદ એ નામે જાણીતું છે. તેને **શ્રીનગર** (આબાદીવાળું નગર) અને **રાજનગર** પણ કહે છે. હાલમાં તે અમદાવાદ અને રાજનગર એ બે નામથી જાણીતું છે,

પહેલાં **આશાપલ્લી** કે **આશાવળ** નાનું ગામ હતું, અહીં ગુજરાતના મહાન રાજા **સિદ્ધરાજ જયસિંહ સોલંકીના** બાપ કરણદેવે એક વાર **આશાપલ્લી** જીતી લઈને **કરણાવતી** નગરી વસાવી ત્યા રાજધાની કરી હતી. આ સ્થળમાં **કોચરબ** નજીકમાં તેણે બે દેવસ્થાનો બંધાવેલાં, તેમાં **કોચરબ** માતા અને જયવંતી દેવીનાં મંદિરો હાલ પણ છે. કરણ સોલંકીની કરણાવતી નગરીને સ્થળે અમદાવાદ વસેલું જણાય છે. હાલ પણ જુની કરણાવતીનાં ખંડેરો શહેર લગોલગ રણમુક્તેશ્વર શિવાલય નજીકમાં છે.

ચોર, ધાડપાડુ, લુટારા, બહારવટીઆ અને શત્રુઓથી શહેરના રક્ષણ માટે શહેર ફરતો મજબુત અને સુંદર કોટ બાંધેલો છે. હાલમાં આ કોટનો કેટલોક ભાગ તોડી પાડ્યો છે, અને બાકીનો બધો પણ તોડી પાડી ખુલ્લી જગો કરવાનું બોલાય છે. શહેરમાં કોટને લગતો ભદ્રનો કિલ્લો, મહેલ અને સુંદર મસીદ બંધાવ્યાં છે. વળી બીજી વધારે સુશોભિત જુમામસીદ બંધાવી તે જાણીતી છે. શહેરમાં પાણી પૂરૂં પાડવા માટે અને શહેરની આબાદી તથા દોલત વધારવાને માટે સુલતાને પાસેના અને અણહીલવાડ પાટણ, ચંદ્રાવતી એ દૂરના મુલકોથી વેપારીઓ, વણકરો, અને હોશિયાર કારીગરોને તેડાવી વસાવ્યા. આથી આ શહેર વેપાર અને ઉદ્યોગ માટે નામીચું થયું છે, અને એની ખ્યાતિ આજ સુધી ચાલુ છે. અમદાવાદ સુતર, રેશમ અને કસબ એ ત્રણ તાર પર જીવે છે.

**શહેરના મુખ્ય ભાગોઃ—ખાડીઆ, સારંગપુર, રાયપુર, આસ્ટોડિઆ, જમાલપુર, રાયખડ, ભદ્ર; ખાનપુર, શાહપુર, દરીઆપુર, (દિલ્હી દરવાજા) કાળુપુર, પાનકુંવર, ઝવેરીવાડ, ખાસબજાર, (ત્રણ દરવાજા), માણેકચોક, અને કારંજ એ મુખ્ય છે.**

# શહેરમાં જોવા લાયક સ્થળો.

**બાવા માણેકનાથ અને માણેકચોક:**—એવી દંતકથા ચાલે છે કે સુલતાન **અહમદશાહ** જ્યારે કોટ ચણાવતો હતો ત્યારે **માણે**-કનાથ દિવસે સાદડી ગુંથતો અને સાંજ પડે ઉકેલી નાખતો. તે ઇલમથી દિવસે ચણાએલો કોટ સાંજે તોડી પાડતો. આ ખબર સુલતાનને પડતાં તે **માણેકનાથ** પાસે ગયો, અને કહ્યું, કે મહારાજ જો આપની કોટ ચણવા દેવાની ઇચ્છા ન હોય, તો હું નહિ ચણાવું; આપ ઇલમી છો તો કંઈ કરામત કરી બતાવો. **માણેકનાથે** સુલતા-નને કંઈ કરામત કરી બતાવી. સુલતાને બીજી કંઈ વિદ્યા ઇલમ બતાવવા આગ્રહ કર્યો. આથી **માણેકનાથ** ઝારીમાં ઉપરથી પેસી નાળચા વાટે બહાર નીકળવાનો ઇલમ કરી બતાવવા ઝારીમાં પેઠો એટલે સુલતાને નાળચું બંધ કરી દીધું. આથી બહાર નીકળાયું નહિ. **માણેકનાથ** ગભરાયો, સુલતાને કહ્યું કે 'હવે હાથમાં આવેલા કેમ જવા દઉં ?' **માણેકનાથે** કોટ બાંધવામાં હરકત નહિ કરવાનું વચન આપ્યું. મરતી વખતે તેની માગણી પરથી સુલતાને તેનાં બે સ્થાનકો એક **માણેકચોક** વચ્ચેની **માણેકનાથની મઢી** અને બીજું નદી કિનારે કોટની પાસેનું સ્થાનક એ બે કાયમ રહેવા દીધાં, સુલતાને **માણેકનાથની** યાદગીરી માટે કોટના પહેલા બુરજને **'માણેકબુરજ'** અને **માણેકનાથની મઢી** અને તેની આસપાસના શહેરના મુખ્ય બજારનું નામ **માણેકચોક** રાખ્યું. કોટમાં ગણેશબારીનો દરવાજો, **માણેકચોકમાં મહુરત** પોળ એ પ્રથમ બંધાયાં છે.

**માણેકચોક:—માણેકનાથની** મઢીની આસપાસની જગા શહે-રનો મધ્ય ભાગ **માણેકચોક** એ નામે પ્રસિદ્ધ છે. અહીં સુતરાઉ, ગરમ અને રેશમી કાપડ અને પરચુરણ સામાનની દુકાનો છે તેમજ મઢીની આસપાસ સોના રૂપાનો મોટો વેપાર ચાલે છે, અને ચોક-સીઓની દુકાનો છે. એમ કહેવાય છે કે **માણેકનાથના** પરિબળથી અહીં સવા શેર સોનું ઉછળે છે એટલે લોકો ઘણું કમાય છે. વચ્ચે

ખુલ્લું ચોગાન છે, ત્યાં સવારમાં શાક વેચાય છે, અહીં બપોર પછી છીપા, મારવાડી, વગેરે લોકો પરચુરણ કાપડ વેચવા બેસે છે, આ ચોગાન હાલમાં **તિલકમેદાન** નામે ઓળખાય છે.

એમ કહે છે કે પહેલાં **માણેકચોક** આગળ **સાબરમતી** નદી વહેતી હતી, પાસે સ્મશાન હતું. ત્યાં હાલ પણ **મશાણીઆ હનુમાન** છે, પાસે **માણેકનાથની** મઢી પણ છે.

**શાક માર્કીટઃ**—જુમા મસીદની પાછળ રસ્તાની સામે મ્યુનિસિપાલિટિએ વિશાળ સુંદર અને નવી **શાકમાર્કીટ** હાલમાં બાંધેલી છે, તેમાં કાછીઆ વગેરે વ્યવસ્થિત શાકભાજી, મેવા વગેરે વેચે છે. આ દુકાનોથી ભાડાની સારી આવક મ્યુનિસિપાલિટિને થાય છે.

**શેર બજારઃ**—શેર વેપારીઓએ શેરના ધંધા માટે વિશાળ સુંદર નવું જોવાલાયક પત્થરનું મકાન બાંધેલું છે.



પાદશાહનો હજીરો.

**પાદશાહનો હજીરો** (**અહમદશાહનો રોજો**):—**માણેકનાથની** મઢીને કાયમ રાખી તેની છેક નજીક **માણેકચોક**માં જ સુલતાન **અહમદશાહે** પોતાનો હજીરો-રોજો ( કબર પર ચણેલું મકાન ) બંધાવ્યો છે, તેમાં શહેર વસાવનાર સુલતાન **અહમદશાહ** અને તેના શાહજાદા સુલતાન **મહંમદ** અને બીજા મોટા ત્રણ શાહજાદાઓને દાટયા છે. રોજામાં તેમની સફેદ આરસની પાંચ કબરો છે. રોજાનું બાંધકામ અને બારીઓની કોતરકામની કારીગરી સુંદર સુશોભિત, ખેંચાણકારક, વખાણવા અને જોવાલાયક છે.



રાણીનો હજીરો.

**રાણીનો હજીરો**—પાદશાહના હજીરા સામે એ હજીરો સુલતાન **અહમદશાહે** પોતાની બેગમો-રાણીઓને દાટવા માટે બંધાવેલો છે. આ હજીરામાં પેસવાનો પત્થરનો ઘણો મોટો ઉંચો દરવાજો અને તેની

માંહેનું મકાન ભોંયતળીઆથી દસેક ફુટ ઉંચાણમાં પત્થરથી બાંધેલું છે, અને તે ચારેમેર પત્થરની કોતરણીવાળી જાળીઓથી ઘેરાયેલું છે. તેની માંહે બેગમની કબરો છે. સુલતાન **મહંમૂદ** બેગડાની રાણી રૂપમંજરીને **માણેક**ચોકમાં આ રોજામાં દાટી હતી. તેના પર કબર અને રોજો તેણે બંધાવ્યાં હતાં. આ રોજો સુંદર અને જોવા લાયક છે.

**જુમામસીદઃ**—હિંદુઓ મંદિરમાં, જૈનો દેરાસરમાં ઇશ્વર-પ્રાર્થના કરે છે, તેમ **મુસલમાનોનું મસીદ** એ પ્રાર્થનામંદિર છે.



જુમામસીદ.

જુમામસીદ પાદશાહના હજીરાની પાછળ સુલતાન **અહમદશાહે** બંધાવેલી છે. તે **અમદાવાદ**માં રહેતા બધા **મુસલમાનો જુમારોજ**—શુક્રવારની નિમાજ ( પ્રાર્થના ) એકી સાથે પઢી શકે એવડી વિશાળ છે. તેમાં પેસવાનાં ત્રણ દ્વાર છે. મુખ્ય દ્વાર પૂર્વ દિશા તરફ **માણેક**ચોકમાં જાહેર રસ્તા ઉપર, પશ્ચિમદ્વાર **શાક**બજારમાં અને દક્ષિણ તરફનું **પાદશાહના** હજીરામાં પડે છે. તે ખાસ જોવા લાયક છે.

આ મસીદ વચ્ચોવચ્ચ વજુ કરવા માટે પાણીનો હોજ છે. તેની આસપાસ ફરતું બધું ચોગાન પત્થરથી જડેલું છે. પશ્ચિમ તરફ ૩૬૦ થાંભલાથી બાંધેલો મુખ્ય ભાગ ખાસ ધ્યાન ખેંચે એવો છે. આ મસીદ બાંધતાં દસ બાર વર્ષ લાગ્યાં હશે. તેને બંધાયે ૫૦૦ વર્ષ થયાં છે. તેની પૂર્વ પશ્ચિમ લંબાઈ ૨૮૨ ફુટ અને ઉત્તર દક્ષિણ પહોળાઈ ૨૩૭ ફુટ છે.

**ત્રણ દરવાજા**--એ સુલતાન **અહમદશાહ** ૧ લાએ **માણેકચોક**નો મુખ્ય રસ્તો જે **ભદ્ર**ના કિલ્લા તરફ જાય છે. તે રસ્તા વચ્ચે **જુમામસીદ**થી છેટે **ભદ્ર**ના કિલ્લા તરફ જતાં પત્થરની ભવ્ય ઈમારત બંધાવેલી છે. આમાં ત્રણ દરવાજા સાથે સાથે બાંધેલા છે. તેની કારીગરી ઉત્તમ પ્રકારની છે. તેને બંધાયે ૫૦૦ વર્ષ થયાં છે. દરવાજાની ઉપલી કમાનો જમીનથી ૨૫ ફુટ ઉંચી છે. આ દરવાજા ઉપર અગાસી હતી, તે ૫૦ વર્ષ પર દુરસ્તી કરતાં કાઢી નાખી છે.

**કારંજ એટલે હોજ:**--એ ત્રણ દરવાજા અને **ભદ્ર**ની વચ્ચે પત્થરથી બાંધેલું મકાન છે. તેની નીચે ભોંયરૂં છે તે પહેલાંનો હોજ છે. આ હોજ આસપાસ દર **શુક્રવારે** બજાર ભરાતો. તે જોવા પહેલાંના સુલતાનો આ હોજ પાસે બેસતા. આ બજાર **ખાસબજાર** કહેવાતો. કારંજની અગ્નિખુણનો ભાગ હાલ પણ **ખાસબજાર** છે. ત્યાં અને નજીકમાં દર **શુક્રવારે ગુજરી** ભરાય છે. તેમાં જાતજાતનો માલ વેચાય છે. માલ વેચવા અને ખરીદવા પાસેનાં ગામડાંના લોકો આવે છે, તેથી અહીંનો દેખાવ મોટા મેળા જેવો થઈ રહે છે.

**ટેમ્પલબાગ**:-કારંજની સામે આવેલો એ નાનો બાગ ટેમ્પલ સાહેબના નામ ઉપરથી **ટેમ્પલગાર્ડન** કહેવાય છે.

આ બાગની પૂર્વમાં **અલેફની મસીદ**, સરકારી **મિડલ સ્કૂલ** અને **હિમાભાઈ** લાયબ્રેરિ છે. બાગની પશ્ચિમ તરફ **ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ**ની ઓફિસ છે. આ મંડળી ગુજરાતી પુસ્તક પ્રસિદ્ધિનું કામ કરે છે. **સોસાઇટિ**ના મકાનના મેડાના ભાગને **પ્રેમાભાઈ હૉલ** કહે છે, અને તે જાહેર ભાષણો માટે વપરાય છે. તેની પાસે **પી૦** ધનજીભાઈનું **સોડાવોટર** બનાવવાનુ ગંજાવર કારખાનું છે.



ભદ્રનો કિલ્લો, ભદ્રકાળી, આઝમખાનનો મહેલ, હેડપોસ્ટઓફિસ.

**ભદ્રનો કિલ્લો:**—બાગ સામે એ કિલ્લો છે. તે ચોરસ આકારનો ૪૩ એકર વિસ્તારમાં છે. તે ગુજરાતની જુની રાજધાની **અણહીલ-વાડ પાટણ**માંના **ભદ્ર**ના કિલ્લાને મળતો મજબુત છે, તેથી તેને **ભદ્રનો કિલ્લો** એ નામ સુલતાન **અહમદશાહ** ૧લાએ આપેલું છે. તેને ચારે તરફ ફરતા આઠ દરવાજા હતા પણ હવે તો માત્ર બેજ રહ્યા છે.

**ક્લૉકટાવર:**—**ભદ્ર**ના મુખ્ય દરવાજામાં પેસતાં મધ્યમાં ઉંચી દિવાલ પર મોટું **ક્લૉકટાવર**-વાગતું ઘડિઆળ છે. તે શહેરના ઘણા-ખરા ભાગમાં સંભળાય છે. પહેલાં અહીં ખૂનીને ફાંસી દેવાતી હતી.

**ભદ્ર**ના કિલ્લામાં અંદર હાલ ખાસ કરીને દક્ષિણીઓનાં મકાનો છે. આ લત્તા પાસે **સાબરમતી** વહેતી હોવાથી હવા સુખકારી અને તંદુરસ્ત હોવાથી કેટલાક અમલદારો પણ ત્યાં રહે છે.

કલોકટોવર નીચે **ભદ્ર**ના મુખ્ય દરવાજામાં પેસતાં જ **એન્યુ-કેશનલ ઇન્સ્પેકટર, તાલુકદારી સેટલમેન્ટ ઓફિસર, એકિઝ-કયુટિવ એંજિનીઅર**ની ઓફિસો છે. આ સિવાય **ઇમ્પિરિઅલ બેંક, સબરજીસ્ટાર, સિટિમાજિસ્ટ્રેટ, કલેકટર**ની અને બીજી સરકારી ઓફિસો, અને પાસે **ગવર્નમેંટ તારઓફિસ** પણ છે.

કિલ્લામાંથી બહાર નીકળવાનો પશ્ચિમ તરફનો બીજો દરવાજો છે. તેની બાજુમાં સુલતાન **અહમદશાહ** ૧લાએ સૌથી પહેલાં બંધાવેલી મસીદ છે. તેને **રાજાની–પાદશાહની** મસીદ કહે છે. તે મસીદની સામે રસ્તા ઉપર **ગુજરાતકલબ** છે. ત્યાં શહેરના સદ્‌ગૃહસ્થો, અમલદારો, શેઠીઆ, વકીલો, ડોકટરો વગેરે સાંજના ટેનીસ વગેરે રમતો રમી આનંદમાં વખત ગાળે છે.

**ભદ્રકાળી**—**ભદ્ર**ના કિલ્લાના મુખ્ય દરવાજા અને હેડ પોસ્ટઓફિસની વચ્ચે પેશ્વા વખતનું ૧૦૦–૧૫૦ વર્ષનું **ભદ્રકાળી** માતાનું દહેરૂં છે. તેમાં **ભદ્રકાળી**ની શાન્ત, સુંદર અને ભવ્ય મૂર્તિ છે. આ દેવીની માન્યતા આખા શહેરમાં છે. નવરાત્રિમાં અહીં ગરબા ગવાય છે, અને દેવળની સામેના કુંડમાં **આસો** સુદી આઠમે હવન થાય છે.

**આજમખાનનો મહેલ**—**ભદ્ર**ના મુખ્ય દરવાજાથી પશ્ચિમ તરફ **ભદ્રકાળી**ના દેવળની હારમાં આ મહેલ છે. તે **મુસલમાન** સમયમાં ૨૩ મા સુબા **આજમખાને** (૧૬૩૫–૧૬૭૨) ઇ. સ. ૧૬૩૬માં બંધાવ્યો હતો તેથી **આજમખાનનો** મહેલ કહેવાય છે. તેમાં પેસવાનો દરવાજો ૧૮ ફુટ ઉંચો છે. અંદર આઠ ખુણાનો સુંદર મંડપ છે. તેનું બાંધકામ ખાસ જોવા જેવું છે. મહેલમાં ભોંયતળીઆ નીચે હોજ અને મોટું વિશાળ ભોંયરૂ છે. તેમાં થઈ **મહેમદાવાદ** સુધી જવાનો છોબંધ રસ્તો છે. તે વપરાશમાં નહિ હોવાથી સારી હાલતમાં નથી. ( જુઓ પૃષ્ઠ ૧૫ નું ચિત્ર. )

આ મહેલ પાછળથી મુસાફરોને માટે વપરાતો હતો. તે પછી તેમાં મદ્રેસા–ઉર્દુશાળા હતી. **મરાઠા**ના સમયમાં તેમનો લશ્કરી સરદાર

રહેતો હતો. પાછળથી **અંગ્રેજોના સમયમાં** તેમણે અહીં કેદીઓને રાખી તુરંગખાનું-કેદખાનું-જેલ બનાવી હતી. છેલ્લાં વીસ વર્ષ ઉપર **સાબરમતી સ્ટેશન નજીક મજબુત જેલ** બંધાવ્યાથી કેદીઓને ત્યાં ખસેડવામાં આવ્યા છે, અને ત્યારથી આ મકાનમાં મોટી **હેડ પોસ્ટ ઓફિસ** લાવવામાં આવી છે. આ મકાન મોટું અને જોવાલાયક છે.

**હેડ પોસ્ટઓફિસ–ભદ્ર**કાળી માતાના દહેરા પાસે **આજમખાનના મહેલ**માંજ મોટી-**હેડ**પોસ્ટ ઓફિસ છે. અહીં દેશપરદેશની ટપાલ આવે છે અને જાય છે, આવેલા કાગળો, મનીઓરડરો, પારસલો વગેરે શહેરમાં વહેંચાય છે. તેમજ સેવિંગબેંક વગેરે સર્વ કામકાજ પણ અહીં થાય છે. શહેરમાં બીજી નાની પોસ્ટઓફિસો પણ છે.

**ન્યાયમંદિર**—પોસ્ટઓફિસ લગોલગ **ન્યાયકોર્ટો** કે સરકારી અદાલતો છે, આ કોર્ટોમાં ચોરી, લૂટ, ધાડ, ખૂન, મારામારી વગેરેની તેમજ પૈસાની આપલેના દેવાલેણાની તકરારોનો ઇન્સાફ અપાય છે. મુખ્ય ન્યાયાધીશ **અંગ્રેજ** અમલદાર છે. તે **સેશન્સ જડજ** કહેવાય છે. તેમના તાબામાં ૫–૬ દેશી જડજ પણ છે.

**વિકટોરિઆ બાગ–ભદ્ર**ના કિલ્લાના **પશ્ચિમ** દરવાજા સામે રસ્તાની સામે બાગ છે. તે વીસેક વર્ષ પર **મહારાણી વિકટોરિઆના** મરણ પછી યાદગીરી કાયમ રાખવા માટે મ્યુનિસિપાલિટિ તરફથી બનાવેલો છે, અને તેનું નામ **વિકટોરિઆ ગાર્ડન** રાખ્યું છે. પહેલાં અહીં ખેતર હતું, અને કેદીઓ પાસે ખેતી કરાવવામાં આવતી હતી. આ બાગમાં **વિકટોરિઆ** રાણીનું સુંદર સંગેમરમરનું બાવલું છે. સાંજે લોકો અહીં ફરવા અને હવા ખાવા માટે આવે છે.

**એલિસબ્રિજ**—બાગ અને શહેરની ઉત્તર દિશાએ **સાબરમતી નદી** ઓળંગી સામે પાર જવા માટે મજબુત પૂલ બાંધેલો છે. ( ૧૮૯૨ ) તેને 'એલિસ' કલેકટરના નામ પરથી **એલિસબ્રિજ** કહે છે. ધોળકા તરફ જતી આગગાડીના આ પૂલ પાસેના સ્ટેશનનું નામ **એલિસબ્રિજ** રાખેલું છે.

પૂલ નીચે અને બાગની પાસે નદીમાં જવાનો **ગણેશબારીનો** દરવાજો અને પાસે **માણેકનાથનું** સ્થાનક છે. શહેરનો કોટ બાંધવાનો આરંભ અહીંથી થયો હતો. પાસેનો બુરજ **માણેકબુરજ** કહેવાય છે.

**એલિસબ્રિજ** પૂલ સામે નદીપાર શેઠસાહુકારોના **બંગલા,** સરકારી **ગુજરાત કોલેજ** તેમાં **સાયન્સ કૉલેજ** અને **ગુજરાત વિદ્યાપીઠ**, રાષ્ટ્રિય **ગુજરાત મહાવિદ્યાલય, પુરાતત્ત્વ મંદિર,** અને શહેરમાં સૌથી મોટી ગણાતી **માણેક આઇસ ફેકટરિ** એ જોવાલાયક સ્થળો છે.

ગણેશબારી અને **એલિસબ્રિજ** પૂલ પરથી શહેરમાં એક રસ્તો જાય છે. તેના ડાબા જમણી બે ફાંટા પડે છે. આ રસ્તાની વચ્ચે **પાદરી** સાહેબનો બંગલો, **મિશન સ્કૂલ, ખ્રિસ્તી** દેવળ આવેલાં છે. ડાબી બાજુના રસ્તે બાજુમાં **ન્યાયમંદિર**, ભદ્રનો કિલ્લો, પ્રેમાભાઈ હોલ અને તેની સામે **દેશી ઓરિએન્ટલ વીમા** કંપનિના મકાન તરફ જવાય છે.

ડાબી બાજુના આ રસ્તા સામે **સંસારસુધારાહોલ** છે. તેના મેડા ઉપર દેશહિતનાં કામ કરનારાં મંડળોની ઑફિસો છે અને નીચે **સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયની** ઑફિસ છે. આ કાર્યાલય સ્વામિ **અખંડાનંદભિક્ષુક** ચલાવે છે, તેમાં ગુજરાતી ભાષાનાં સારાં પુસ્તકો પ્રગટ કરી જુજ કિંમતે વેચે છે.

**ગાયકવાડની હવેલી** કે **મહેલ**—પ્રાર્થના સમાજ પાસે થઈ **રાયખડ** તરફ આ હવેલી સુધી રસ્તો જાય છે. **ભદ્ર** સિવાયનો **ભદ્ર** જેવો મજબુત બીજો એ કિલ્લો 'ગાયકવાડની હવેલી' એ નામે ઓળખાય છે. તે **રાયખડ** અને ખાનજહાન દરવાજા વચ્ચે **મરાઠાઓએ** **મરાઠા** અને **મોમીનખાન** વચ્ચે શહેરની રાજ્યસત્તાની વહેંચણી **થયાથી** ઇ. સ. ૧૭૩૮ માં બાંધ્યો હતો. હાલ ત્યાં પોલીસ હેડકવાટર્સ છે, અને તેથી ત્યાં કેટલાક ઉપરી પોલીસ અમલદારો અને સિપાઈઓ રહે છે. શહેરમાં જે કંઈ ગુન્હા બને તેની પોલીસ નોંધ અહીં થાય છે.

જમણી બાજુના માર્ગે **એલિફન્ટ** રોડ તરફ જતાં **ભોળાનાથ સારાભાઈનો** બંગલો અને **પ્રાર્થનાસમાજનું** મંદિર છે. તેમાં રવિવારે પાર્થના થાય છે. તેની લગોલગ ટ્રેનિંગકોલેજો છે,

**પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ**—જેમાં ગુજરાતી શાળાઓ માટે પુરુષ શિક્ષકો તૈયાર થાય છે.

**મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કોલેજ**—જેમાં કન્યાશાળાઓ માટે સ્ત્રી શિક્ષકો તૈયાર થાય છે.

**ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટિટ્યુટ**—એટલે સ્ત્રીઓ માટેની લાયબ્રેરિ **મહાલક્ષ્મી** ફિમેલ ટ્રેનિંગ કોલેજની સામે છે. કોઈ કોઈ-વાર ભાષણ માટે પણ એ વપરાય છે. અહીંના ચોગાનમાં કેળવા-એલી સ્ત્રીઓ ટેનીસ વગેરે રમતો રમે છે.

**ખમાસાગેટ—પોલીસ થાણું—ત્રણ** દરવાજા તરફથી **જમા-**લપુર અને **એલિફન્ટરોડ** તરફ જતા રસ્તાના નાકે આ ગેટ છે.

**પારસી દેવળ—અગિઆરી—ત્રણ** દરવાજાથી આવતા રસ્તે **ખમાસાગેટ** નજીકમાં એ દેવળ છે. તેમાં એક મોટા કુંડમાં અગ્નિ રાત્રિદિવસ સળગતો રહે છે. **પારસીઓ** તેને પૂજે છે.

**વૈશ્યસભા અને બોર્ડિંગ**—જમાલપુરના રસ્તે છે. ત્યાં વાણી-આના ગરીબ છોકરાઓને રાખી કેળવણી અપાવે છે.

**મ્યુનિસિપાલિટિ—શહેરસુધરાઈ—ખમાસાગેટથી** આગળ પૂર્વ તરફ **પાનકોરનાકા** તરફ જતા રસ્તે ડાબી બાજુએ એ બગીચા-વાળું ભવ્ય અને વિશાળ મકાન છે. તેને **કોઠો** પણ કહે છે, તેમાં જુદાં જુદાં ખાતાવાર ઓફિસો છે.

**દાણ પીઠું**—કોઠાની પાસેજ **મ્યુનિસિપાલિટિએ** બંધાવેલું છે ત્યાં બધી જાતનાં ધાન્ય વેચાય છે.

**ફાયર સ્ટેશન**—એ દાણાપીઠાની સાથે છે, ત્યાં શહેરમાં આગ લાગે ત્યારે તે ઓલવવાનાં સાધનો—પાણીનો બંબો વગેરે રાખેલાં છે.

**માણેકચોકમાંથી** ચારે દિશામાં ચાર રસ્તા ફંટાય છે. એક

સાંકડીશેરીમાં થઈ ખાડીઆ તરફ, બીજો આસ્ટોડિઆ અને ત્રીજો કુંસારાઓળથી માંડવીની પોળ પાસે થઈ શાકમારકીટ તરફ જાય છે.

**માંડવીની પોળ**—એ શહેરમાં સૌથી મોટી પોળ છે, તેનું બીજુ બારણું આસ્ટોડિઆ ચકલામાં પડે છે. તેમાં બીજી પણ પોળો છે.

ઓલિફન્ટરોડ થઈ આસ્ટોડિઆ ચકલા સુધી રસ્તો જાય છે.

**રાણી સીપ્રી કે અસનીની મસીદ અને કબર:**—આસ્ટોડિઆ દરવાજાની ધ્રણીજ પાસે એ મસીદ છે, અને તે રાણી



રાણી સીપ્રી કે અસનીની મસીદ અને કબર.

અસની કે સીપ્રી એ નામે જાણીતી છે. રાણી સીપ્રી તે અહમદશાહના શાહજાદાની બેગમ હતી તેની હયાતીમાંજ આ મસીદ અને તેને માટેની અંદરની કબર બંધાવી રાખી હતી. (ઇ. સ. ૧૪૩૧), અને તે રાણી અસની જે મહમૂદ બેગડાની વિધવા હતી. તેણે પોતાની હયાતીમાં પુરી કરાવી હતી. એ વખતનાં બધાં મકાનોમાં એ સૌંદર્ય અને નાજુકાઇમાં પહેલે દરજ્જે આવે છે. અમદાવાદની મસીદોમાં રત્નરૂપ છે, અને દુનિયામાં તે કારીગરીમાં અતિ સુંદર મકાન છે. મસીદની લંબાઈ ૫૦ ફુટ અને પહોળાઈ ૨૦ ફુટ છે. ઓસરીનું છજું જોડીઆ છ થાંભલાને ટેકે રહેલું છે, પીઠની ભીંત અને પડખા પર કાઢેલા ઝરૂખા હિંદુકારીગરીના સુંદર નમુના છે.

આ મસીદની શોભાની ખૂબી આગલા બે બાજુ ઉપરના ટોડામાં રહેલી છે. દરેક ટોડો ૫૦ ફુટ ઉંચો છે. મિનારા-ટોડા ઘણા સુંદર અને નાજુક છે, અને તે જાણે અતિ રૂપવતી સુંદરીએ પોતાના કંકણવાળા બે હાથ પ્રાર્થના કરવા માટે આકાશમાં ઉંચા કર્યાં ન હોય એવા દીસે છે. આ નાજુક મિનારા-મિનારીઓમાં અદ્‌ભુત કલા કારીગરીને લીધે કોમળ ભાવ આલેખાયા છે, તે જોતાં તાજમહાલના મુકાબલે ઉતરતાં નથી. આ મસીદમાં કોમળ હાથ ઉંચા કરી પ્રાર્થના કરતી કોઈ સુંદરીની મનોહરતા સ્પષ્ટ જણાય છે. કારીગરીના ઉસ્તાદોએ આ મકાનને દુનિયાનાં સર્વોત્તમ સુંદર મકાનોની ગણત્રીમાં ગણ્યું છે. રસિક માણસો તેની આ સુંદર મિનારીઓ તરફ આંખ માંડી માંડીને જુએ છે, અને પળે પળે વિશેષ નવિનતા અનુભવે છે. એ મિનારીઓ પાયાથી તે ટોચ સુધી અનેક કોરણીવાળાં કંકણોથી ભરેલી છે, છતાં એમાં એક પણ ઠેકાણે વધારે પડતું અંતર કે ભાર જણાતાં નથી.

**દસ્તુરખાનની મસીદઃ**—આસ્ટોડિઆ દરવાજા પાસે રાણી સીપ્રીની મસીદ પાસે આ મસીદ છે.

**આશાભીલની ટેકરી**—રાણી અસનીની મસીદની વાયવ્યમાં ૧૦૦ વાર છેટે આશાભીલની જગા છે, પહેલાંના સમયમાં તે સ્થ-

જાને અસાવળ કહેતા હતા. આ ટેકરી ઉપર સુલતાન અહમદ પહેલાએ એક મસીદ બંધાવી છે. (ઇ. સ. ૧૪૧૪)

**હૈબતખાનની મસીદ**—દસ્તુરખાનની મસીદથી ૯૦૦ વાર છેટે જમાલપુર દરવાજા પાસે દક્ષિણમાં અહમદશાહના એક ઉમરાવ હૈબતખાને બંધાવી હતી. આ મસીદ હિંદુ અને મુસલમાનની ભેગી શિલ્પકળાનો થોડો સુંદર નમુનો છે.

**કાચની મસીદ**—જમાલપુરમાં એ બીજી જોવાલાયક મસીદ છે.

**લાલ** દરવાજાના રસ્તા પર **સીદી સૈયદની મસીદ**, શેઠ મંગળદાસ અને શેઠ **અંબાલાલ સારાભાઇના** બંગલા, **પારસી** ક્લબ વગેરે છે, શેઠ **અંબાલાલભાઇના** બંગલામાં **મોડલ હાઇસ્કૂલ** છે.

**સીદી સૈયદ મસીદ**—ભદ્રના કિલ્લાના મુખ્ય દરવાજાથી



સીદી સૈયદની મસીદની જાળી

લાલદરવાજા બહાર ઇશાનખુણમાં અમદાવાદ વસાવનાર સુલતાન અહમદશાહ ૧ લાના ગુલામ સીદી સયદ જેના પર સુલતાનની બહુ મહેરબાની હતી. ધીરે ધીરે તે ધનવાન અને સત્તાવાન થયો. શાહી હદમાંજ તેણે સુંદર મસીદ બંધાવી. પાછલા વખતમાં તે મકાન પર લડાઈના પુષ્કળ ધસારા થયા, અને હમણાં છેવટના ભાગમાં તેમાં સરકારી ઓફિસો કરવા સારૂ કેટલાક ફેરફારો કરવામાં આવ્યા હતા.

આ મસીદની ખરી જાહોજલાલી તો તેમાંની પત્થરમાં આરપાર કોરેલી મોટી સુંદર જાળીઓથી છે. તેમાં ત્રણ જાળીઓ હતી. અત્યારે મસીદમાં બે જાળીઓ હયાત છે અને તે સુરક્ષિત છે. તે નીચેથી ૧૦ ફુટ પહોળી અને ઉંચાઈમાં ૭ ફુટ છે. આખા એશિઆમાં આ જાળીઓનો જોટો નથી. આ જાળીઓમાં ડાળાં-ડાળી, પાંખડાં-પાંદડાં સાથે ઝાડ પત્થરની આરપાર કોરેલું છે. તેનું કોતરકામ ઘણુંજ ઉમદા, ઝીણામાં ઝીણું નકસી અને સુંદર છે.

વચ્ચેની ત્રીજી જાળીને કોતરકામના સુંદર નમુના તરીકે મુંબઈના ગવર્નરે લંડન મોકલતાં ભાંગી ગઈ હતી. તે હાલ પણ લંડન એક્ઝીબીશનમાં મોજુદ છે.

આ મસીદ પાસેથી ખાનપુર દરવાજે અને બીજો મિરજાપુર થઈ દિલ્હી ગેટ સુધી એ બે મોટા રસ્તા તેમજ ખાસબજારમાંથી સલાપોસરોડ અને મિરજાપુર થઈ દિલ્હી ગેટ તરફ પણ રસ્તો જાય છે.

**રાણીની મસીદ** ( મિરજાપુર ):—મિરજાપુર પોલિસ ચોકી પાસે આ મસીદ ( ૧૪૩૦–૧૪૪૦ ) સુલતાન અહમદ ૧ લાના રાજ્યની શરૂઆતમાં તે પહેલવહેલી બંધાઇ છે. પાદશાહી જનાનાની એ બાનુઓને લીધે તેને 'રાણીની મસીદ' કહે છે. તેમાંની રાણી રૂપવતી જન્મથી હિંદુ હતી. આ મસીદના મિનારા ઇ. સ. ૧૮૧૯ ના ધરતીકંપમાં તૂટી પડયા છે. છતાં પણ તેની શિલ્પ કારીગરી ખાસ સુંદર અને જોવાલાયક છે.

સલાપોસ, લાલ દરવાજા અને મિરજાપુરરોડ એ પારસી લત્તો છે. આ રસ્તે પારસી ધર્મશાળા, મજુર ઓફિસ, માઉન્ટ કેરમલ (કોનવેન્ટ સ્કૂલ) ખ્રિસ્તી દેવળ, તાજમહાલ સોડા ફેક્ટરિ, ગ્રાન્ડહોટેલ, ટેલિફોન ઓફિસ, આર. સી. હ. ઇસ્કૂલ, અને મોમનાની મસીદ છે.

આર. સી. ( રા૦ બા૦ રણછોડલાલ છોટાલાલ ) હાઈસ્કૂલ માં અંગ્રેજી ધોરણ ચોથાથી સાતમા સુધી શીખવાય છે.

પાનકોર નાકાથી દિલ્હી દરવાજા તરફ જતા રસ્તે **પીરમશાહનો રોજો**, **સિવિલ હોસ્પિટલ**, **શાંતિભુવન**, **આનંદભુવન**, **માસ્ટર**, **ભારતભુવન** એ ચાર **થીએટરો—નાટકશાળાઓ** આવેલી છે,

દિલ્હી દરવાજાથી પ્રેમ દરવાજે જતા રસ્તે **લુણસાવાડ** નજીક અચરતલાલ વેરાગીનું સંન્યાસી માટેનું **અન્નસત્ર** છે, આ **અન્નસત્રના** મકાન ઉપરના ઉંચા મિનારા ઉપર ચારે તરફ જોઈ શકાય તેવું **ભદ્રના** ઘડિઆળ જેવું મોટું વાગતું ઘડિઆળ છે. તેમાં કલાકના આંકડા ગુજરાતી છે. પાસ શેઠ **મંગલદાસે** બંધાવેલો સુવાવડખાતાનો હોલ છે. આગળ જતાં **સર્જુદાસજી** મહારાજની જગા અને મંદિર છે. ત્યાં હંમેશાં કથા બેસે છે. સડકની સામી બાજુ પ્રેમ દરવાજા પાસે **જાનવરો માટેનું દવાખાનું** આવેલું છે,

**માણેકચોકમાંથી** રતનપોળમાં થઈ દરીઆપુર જતા રસ્તે.

**રતનપોળ**—ખાસ કરીને અહીં સ્ત્રીઓના બરનું કાપડ વેચાય છે, અને સોનારૂપાના દાગીનાના સ્ટોલ છે.

**ઝવેરીવાડ**—અહીં ગંગાબાઈ **જૈન કન્યાશાળા** છે,

**પાંજરાપોળ**—અહીં ઘરડાં, કામ કરવા માટે અશક્ત, અને અપંગ ઢોરો તેમજ જીવહિંસા થતી અટકાવવા માટે બકરા, ઘેટા, પાડા વગેરે રાખેલાં છે.

ઝવેરીવાડ થઈ **પાંજરાપોળ** થઈ આગળ જતાં **હસતીબીબીનો** ગોખલો છે, તેને લોકો માને છે અને માન્યતા કરે છે.

**સ્વામિનારાયણનું મંદિર**—એ દરીઆપુરમાં અર્વાચીન **હિંદુ** દેવળ આ પંથના સ્થાપક **સહજાનંદ** સ્વામિએ જુની હિંદુ ગુજરાતી ઢબનું સુમારે ૭૫ વર્ષ ઉપર બંધાવ્યું છે. દેવળ મોટા ચોગાનની વચ્ચે ઉંચી બેસણી ઉપર છે. તેની બધી તરફ આ સંપ્રદાયના સાધુઓને રહેવા માટે મેડાબંધી સળંગ હવેલી છે. તેનો દેખાવ સુંદર અને ભવ્ય લાગે છે. તેમાં ઘણા સાધુઓ રહે છે. આ મંદિરમાં દાખલ થવા માટે વિશાળ ઉંચો સુંદર દરવાજો છે. મંદિરમાં **નરનારાયણ**, **રાધાકૃષ્ણ**, **રામલક્ષ્મણજાનકી**, **સહજાનંદ સ્વામિ**,



સ્વામિનારાયણનું મંદિર.

**હનુમાન** અને ગણપતિની મૂર્તિઓ ધ્યાન ખેંચે છે. મંદિર આસપાસ **હાથીખાનું** જેમાં મંદિરનો હાથી બંધાય છે તે તથા બીજાં મંદિરની માલીકીનાં મેડાબંધી ડહેલાં અને મકાનો છે.

**રામનવમી**—(ચૈત્ર સુદી ૯)ના રોજ આ સ્થળે **સ્વામિનારાયણ** પંથના લોકોનો જબરો મેળો ભરાય છે.

**માણેકચોકમાં** લીલો મેવો અને કંદોઈ ઓળમાં જાતજાતની મિઠાઈ વેચાય છે. ત્યાંથી આગળ ડાબા હાથ તરફ કાળુપુર રસ્તો જાય છે.

**રા'મંડળિક-ખાનજહાનની કબર**:—સુલતાન **મહમદ બેગડાએ જુનાગઢ** જીતી ત્યાંના રાજા **રા'મંડળિકને** કેદ કરી **અમદાવાદ** આણ્યો. અહીં તે **મુસલમાન** થયો. સુલતાને તેને **ખાનજહાનનો**

બક્ષિસો અને જાગીરો આપ્યાં હતાં, **મુસલમાન** થયા પછી તે પવિત્રતા અને ધર્મજ્ઞાન માટે બહુ જાણીતો થયો. તેણે **અમદાવાદમાં** ઉમરાવ અને પવિત્ર પુરુષ તરીકે જિંદગી ગુજારી. **મુસલમાનો** તેને પીર તરીકે પૂજે છે. તેની કબર કંદોઇઓળની દુકાનમાં આજે પણ છે.

કંદોઈઓળથી જમણા હાથ તરફ **ચાંલ્લાઓળ** થઈ એક રસ્તો **સાંકડીશેરીના** નાકે થઈ **આસ્ટોડિઆ** જાય છે.

**ચાંલ્લાઓળમાં** દાગીના રસવા–ઢોળ ચઢાવવો કે ઓપવાનું અને સ્ત્રીઓની ચોળીઓ વગેરે શીવવાનું વગેરે કામ થાય છે.

**ચાંલ્લાઓળથી** પૂલ તરફ વળતાં ગાંધીવટાની અને **કાગદીઓળ**– કાગળો વેચનારાની દુકાનો છે, પૂલ નીચેથી આગળ ડોશીવાડાની પોળમાં પેસતાંજ **જૈનદેરાસર** અને ખુણામાં ગોસાઇજીનું મંદિર છે.

**ગોસાંઇજીનું મોટું મંદિરઃ**—તેમાં **નટવરલાલ અને શ્યામલાલની** મૂર્તિઓ છે. વૈષ્ણવ **વલ્લભી** સંપ્રદાયનું આ મંદિર શહેરમાં મોટામાં મોટું અને જાણીતું છે.

ડોશીવાડાની પોળ સામે ફતાશાની પોળ છે. આ પોળ તોડીને **રીચીરોડ** ઉપર રસ્તો જાય છે. આ રસ્તાની બાજુએ **મહાવીરસ્વામિનું** વિશાળ જૈન દેરાસર છે.

**ટંકશાળ**—કાળુપુરના રસ્તે હાજાપટેલની પોળમાં પાછલા ભાગમાં જહાંગીર પાદશાહે સ્થાપેલી **જહાંગીર ટંકશાળનું** વિશાળ ગંજાવર પાદશાહી વખતનાં થએલાં મકાનોમાંનું જોવા લાયક મકાન છે.

ધનાસુતારની પોળમાં **અંબાજી** માતા, **રણછોડજી** અને **મદનમોહનજીનાં** મંદિરો છે. **પાંચપટીમાં** કાગળના જથાબંધ મોટા વેપારી કાગદીઓની દુકાનો છે.

**ભદ્રથી માણેકચોક, રીચીરોડ, રીડરોડ, ચાર** રસ્તા થઈ **રેલ્વે** સ્ટેશન સુધી મુખ્ય ધોરી માર્ગ જાય છે. **ત્રણ** દરવાજાથી

માણેકચોક તરફ જતાં સામસામી દુકાનોની હારો છે, તેમાં જમણી તરફની ઘણી ખરી દવા વેચનારાની દુકાનો છે.

**બાલેન્ટાઇનની હવેલીમાં પ્રોપાયટરિ** હાઇસ્કૂલ છે. મેડાના ભાગમાં **બરોડાબેંકની** શાખા કામ કરે છે.

પાનકોર નાકા સામેનો રસ્તો દાણાપીઠું, અને કોઠા પાસે થઈ **આસ્ટોડિઆરોડને** મળે છે.

**વલંદાની હવેલી:**—એ **માણેકચોકમાં** આગળ ડાબી તરફ છે. **વલંદા અમદાવાદમાં** ગળી, સુતર અને છીંટનો વેપાર કરવા આવેલા ત્યારે તે (ઈ. સ. ૧૬૧૮ માં) બંધાવેલી હતી. આ હવેલીમાં હાલ **ઇમ્પિરિઅલ બેંકની** શાખા કામ કરે છે. અંદરના ભાગમાં **ગેઈટી થીએટર** છે, તેમાં **સીનેમાના** ખેલો થાય છે. તે '**વિકટર સીનેમા**'ને નામે ઓળખાય છે. અંદર બીજું **કાઉન** સીનેમા છે.

**ફુઆરો**—શેઠ **મણિલાલ** રણછોડલાલે **માણેકચોકમાં** શેર બજારના હોલ સામે **ચોકસી** બજારમાં બંધાવેલો છે.

રતનપોળ આસપાસ પુસ્તકો વેચનારા, સોનારૂપાના દાગીનાના સ્ટોલ, ઘડિઆળીની દુકાનો, શહેરમાં સૌથી મોટી **લક્ષ્મીવિલાસ** હોટેલ, બીજી હોટલો, **સીનેમા ડી ફ્રાન્સનું** મકાન અને બીજું ઉંચું મોટું ભવ્ય મકાન છે, તેમાં **સેન્ટ્રલ બેંક** અને **વીમાકંપનિઓની** વગેરે ઓફિસો છે. નીચે કાગદી ઓળમાં થઈ કાળુપુર જતા રોડ ઉપર બાંધેલા પૂલને '**ફર્નાન્ડીસ પૂલ**' કહે છે. તે ઉપરથી જતા રસ્તાને **રીચીસાહેબના** નામથી **રીચીરોડ** કહે છે. આ માર્ગે સડકની બાજુએ ભોંયમાં **બાલાહનુમાનનું** નાનકડું સુંદર દહેરૂં છે. તેની પાસે થઈ **ખાડીઆ** તરફ રસ્તો ફંટાય છે. ત્યાંથી આગળ સામસામી **ચુડગર** ઓળ આવે છે.

**પાંચકુવા** પાસેના **ચાર** રસ્તામાંનો ઉત્તરનો **કાળુપુર** તરફ જતા માર્ગને મળે છે, દક્ષિણનો **ખાડીઆમાં** જાય છે, **ખાડીઆમાં** ઘણા ભાગે **ક્ષત્રી** અને **નાગર** બ્રાહ્મણ ગૃહસ્થોનાં વિશાળ મકાનો છે. આ કોમો મૂળથીજ મુત્સદ્દી ગણાય છે, અને રાજ્યની નોકરીમાં તેમણે આબરૂ, માનમરતબો

અને પૈસાટકા સારી પેઠે મેળવેલા જણાય છે. આ લત્તાની વસ્તી સુઘડ, કેળવાએલી અને સુધરેલી છે.

**ખાડીઆ ગેટથી** એક માર્ગ **સારંગપુર** અને બીજો સીધો **રાયપુર** તરફ જાય છે.

**સારંગપુરઃ—મહમૂદ** બેગડાના અમીર **મલિક સારંગના** નામ પરથી આ લત્તો **સારંગપુર** કહેવાય છે.

**રાણીની મસીદ** અને **મહમદગોસની મસીદઃ—સારંગપુરમાં** શહેરની દક્ષિણમાં અગ્નિખુણ તરફ એ બે જોવા લાયક છે, અને **એકતોડાની મસીદ દોલતખાનામાં** પણ છે.

## શહેરના દરવાજા બહારનાં જોવા લાયક સ્થળો.

ગણેશબારીથી કોટની રાંગે રાંગે પૂર્વ તરફ જતાં વચ્ચમાં **મહાદેવનો આરો** છે. તે **ભદ્રના** કિલ્લામાં દરવાજો પાડીને બાંધેલો છે.

ખાનપુર દરવાજેથી શહેરનાં તાબુત નદીમાં લઈ જઈ ઠંડાં કરે છે.

**શાહપુર** દરવાજા બહાર કાગળનું કારખાનું અને ડિસ્ટેલરિ છે, તેમાં ડિસ્ટીલવોટર, મેથેલેટેડ સ્પિરિટ તેમજ અમુક દવાઓ બને છે. તેથી તે **ગુજરાત કેમિકલ વર્કસ** નામે ઓળખાય છે. નદીકાંઠે ઉચ્ચ વર્ણના **હિંદુ** અને **જૈનો** માટે બંધાવેલું **શાન્તિસદન સ્મશાન-ગૃહ** છે.

**શાહપુર** દરવાજા બહારથી **સાબરમતી ઉપર** ત્રાંસો **સત્યાગ્રહ** આશ્રમ તરફ જતો જબરો મોટો નવો પૂલ બાંધવાનું **નક્કી થયું છે** તે બંધાશે ત્યારે લોકોને સરળતા **થશે.**

**દિલ્હી** દરવાજા બહાર **માધુપરૂં**, **હઠીસીંગનું** દહેરૂં, **ગાંડાંની** હોસ્પિતાલ, **દુધેશ્વર**, **પાણીની ટાંકી**, **ભીમનાથ**, દરીઆખાનનો ઘુમટ, **માધવલાલહોસ્ટેલ**, **શાહીબાગ**, **કાંપ**, **સાબરમતી** વગેરે ઠેકાણે જવાય છે.

**હઠીસીંગનું દહેરૂં—દિલ્હી** દરવાજા બહાર **શાહીબાગ** તરફ જતાં જમણા હાથ તરફ **નજીકમાંજ** આ જૈન દેરાસર છે. **શહેરમાં** ઘણાં જૈન સુંદર દેરાસરો છે. તેમાં આ સૌથી સુંદર **અને વિશાળ છે.** તેમાં એક મુખ્ય અને બીજાં બાવન દહેરાં અને તેમાં સુંદર મૂર્તિઓ



હઠીસીંગનું દહેરૂં.

છે. આ દહેરાં અને તેની આસપાસની વિશાળ જગો **હઠીભાઈની વાડી** એ નામે જાણીતી છે. એ વિશાળ મકાનના ત્રણ ભાગ છે. એક ભાગમાં દહેરાં, બીજામાં ધર્મશાળા અને ત્રીજામાં હવેલી છે. વચ્ચે સુંદર રમણીય બાગ છે. હઠીભાઈની વાડી વિશાળ છે, તેથી અહીં જૈનોની નોકારશી અને વરા, બ્રાહ્મણોની શહેર ચોરાસી, વાણીઆઓના કંદીઅંધા ઘણી વખત થાય છે. આ મકાન ૭૫ વર્ષ

ઉપર (ઇ. સ. ૧૮૪૮) પ્રેમચંદ સલાટની દેખરેખમાં બંધાયું હતું. તે બંધાવતાં લગભગ દસલાખ રૂપીઆ ખર્ચ થયું હતું.

શેઠ હઠીસીંગે આ દહેરૂં આશરે ઇ. સ. ૧૮૪૦માં બંધાવ્યું છે, અને એમાં શ્રી ધર્મનાથ તીર્થંકરની પ્રતિષ્ઠા કરી છે. ૧૧ મા સૈકામાં આબુ ઉપર જે પ્રકારનાં દહેરાં બંધાતાં તેને અનુસરીને એ બંધાવ્યું છે. હિંદુ જૈન ઢબના મંદિરોની બાંધણી અને રચના જુના વખતમાં અતિ સુંદર અને ધન્યવાદને પાત્ર હતી. છતાં પાછળથી મુસલમાની કાળમાં એ સ્થાપત્ય અને શિલ્પમાં જે સુધારાવધારા થયા તેને લીધે તેમાં ઘણું સૌંદર્ય અને સફાઈ આવ્યાં છે; પરંતુ જૈનધર્મે આગ્રહપૂર્વક પોતાની રૂઢીને વળગી રહીને દેવળો બાંધવાનું ચાલુ રાખ્યું તેને લીધે હિંદુ ઢબનું છેલ્લામાં છેલ્લું સ્વરૂપ કેવું હતું તે જોવાનું શેઠ હઠીસીંગના દહેરામાં મળે છે. તેમાં અગાઉની જાહોજલાલી દેખાય છે, પણ અગાઉની સફાઈ નથી. સ્થાપત્યના ગ્રંથોમાં મંદિરની આ બાંધણીને વિમાનઘાટની બાંધણી કહે છે.

**ગાલીચાનું કારખાનું**—એ હઠીસીંગના દેરાસરના પાછલા ભાગમાં આવેલું છે. તેમાં સુંદર ગાલીચા વણાય છે.

**ગાંડાની હોસ્પિટલ**—શેઠ હઠીસીંગના દહેરાના દરવાજા સામે સડકની સામી બાજુએ એ દવાખાનું છે. તેમાં શુમારે ૨૦૦ ગાંડાં સ્ત્રીપુરુષો રહે છે.

શેઠ હઠીભાઈની વાડીથી ઉત્તર તરફ જમણા હાથ તરફ કાંપમાં અને બીજો ડાબા હાથ તરફ શાહીબાગ તરફ રસ્તો જાય છે. આ બ રસ્તા ફંટાય છે; તેની વચ્ચે પેઈન્ટર બાગ છે.

**કાંપ—કેમ્પ**—કાંપના રસ્તે બેઉ બાજુએ વિશાળ ઘટાદાર વડનાં ઝાડ શીતળ છાયા આપી રહ્યાં છે. કેમ્પમાં ગોરૂં તેમજ દેશી લશ્કર રહે છે. તેમને રહેવા માટેની બરાકો અને મકાનો છે.

**કેમ્પના હનુમાનજી**—કેમ્પના ખુલ્લા મેદાનમાં એ દહેરૂં છે.

**શાહીબાગ:**—દિલ્હીના પાદશાહ શાહજહાંએ ત્રણસો વર્ષ પર (૧૬૨૨) આ રમણીય બગીચા સાથેનો સુંદર રાજમહેલ પોતે ગુજરાતમાં સુબો હતો. ત્યારે (૧૬૧૬–૧૬૨૨) સાબરમતી કાંઠે બંધાવ્યો હતો; તેથી શાહજહાંના નામ પરથી તેને શાહીબાગ કહે છે.

સત્તરમા સૈકાનું પ્રખ્યાત, શહેરના શણગારરૂપ, નમુનેદાર નાકરૂપ, ઘરેણું છે. તે ખાસ જોવા લાયક છે. તેના પાછલા ભાગમાં ઠેઠ નદીના પાણી સુધી પગથીઆં બાંધેલાં છે.

હાલ તેમાં ઉત્તરવિભાગના **કમિશ્નર** રહે છે. બાગ પાસે કેટલાક શેઠીઆઓના બંગલા પણ છે. બેરોનેટ સર શેઠ **ચી**નુભાઈનો વિશાળ જોવાલાયક બંગલો નદીકાંઠે છે. તેની પાસે થઈ રેલવે જાયછે.

**ભીમનાથ અને ખડ્ગધારેશ્વર—શા**હીબાગના બંગલાની નજીકમાં એ બે શિવાલયો છે. **ભી**મનાથનો ઓવારો બાંધેલો છે. તેનાં પગથીઆં નદીમાં પાણી સુધી બાંધેલાં છે. આ સ્થળે **શ્રા**વણ વદી ૭-૮ એટલે **શી**ળીસાતેમ, **જ**ન્માષ્ટમી અને **ભા**દરવા સુદી ૮ કે દુર્વાષ્ટમીએ મોટા મેળા ભરાય છે.

**માધવલાલ હોસ્ટેલ—શા**હીબાગથી પાછા ફરતાં રા૦ બ૦ રણછોડલાલ છોટાલાલ હાઈસ્કૂલમાં ભણતા પરગામી વિદ્યાર્થીઓ માટેનું **હોસ્ટેલ-બોર્ડિંગ** છે, અને તે બેરોનેટ સર **ચી**નુભાઈના પિતા **મા**ધવલાલભાઈનું સ્મારક છે.

**દરીઆખાનનો ઘુમટ—મા**ધવલાલ હોસ્ટેલથી થોડે દૂર દૂધેશ્વર જતા રસ્તાની બાજુએ આ રોજાનો ઘણો મોટો વિશાળ ઘુમટ છે. તેની ભીંત અને ઘુમટની જાડાઈ ૯ ફુટ છે. તે **મહ**મૂદ બેગડાના વજીર દરીઆખાને બંધાવ્યો હતો. ત્યાં ભૂતપ્રેત, વળગાડ વગેરેનો વહેમ કાઢવા માટે લોકો આવે છે.

દિલ્હી દરવાજા બહાર વાયવ્ય તરફ **સા**બરમતી નદીના પવિત્ર ઓવારા દૂધેશ્વર સુધી સડક જાય છે.

**મોતી મસીદ—**દૂધેશ્વર જતી સડકે પડખે એ સુંદર મસીદ છે.

**દૂધેશ્વર**—એ **સા**બરમતી નદીનો એક પવિત્ર ઓવારો છે. તેને દધીચિઋષિના નામ પરથી **દૂધેશ્વર** કહે છે. દધીચિઋષિએ દેવોની યાચનાથી વૃત્રાસુરને મારવા પોતાનાં હાડકાનું હથિયાર બનાવવા દેહ

અર્પણ કર્યો હતો. દધીચિઋષિના હાડકાના હથિયાર વડે ઇન્દ્રે વૃત્રાસુરનો નાશ કર્યો હતો. આ સ્થળ દધીચિઋષિનો આશ્રમ હોવાથી સાબરમતી કે જે કળિયુગમાં પવિત્ર નદી મનાય છે, તેમાં આ સ્થળે નહાવાથી પાપમુક્ત થઇ પવિત્ર થવાય છે, અને પુણ્ય થાય છે એવી લોકમાન્યતા છે. તેથી ખાસ કરીને અષાડ વદ અમાસ–દિવાસાને દિવસે અહીં લોકો નહાવા આવે છે, વળી એકાદશી, પુનેમ, અમાસ, ગ્રહણ, શીવરાત્રિ, જન્માષ્ટમી, દશેઅષ્ટમી વગેરે હરકોઇ પર્વણિને દિવસે અસંખ્ય લોકો આ ઓવારે સ્નાન કરે છે અને પવિત્ર થાય છે.

**દૂધેશ્વર સ્મશાન ગૃહ**—દૂધેશ્વર ઓવારો હિંદુઓમાં પવિત્ર મનાતો હોવાથી શહેરના ભાવિક હિંદુઓ ખાસ કરીને મડદાં આ ઓવારે કે પાસે બાંધેલા સ્મશાનગૃહમાં બાળે છે; અને લાસનો અવશેષ હાડકાનાં ફૂલ અને રાખોડી આ સ્થળે નદીમાં પધરાવે છે.

**ચીનાબાગ**—દૂધેશ્વરના ઓવારા પાસે **ચીનાબાગ** છે, તેમાંનો વિશાળ કુવો અને ભોંયરૂં જોવા જેવાં છે. આ બાગ ચીનાઇવાળા શેઠે બંધાવ્યો છે. આ સ્થળે અગાઉના વખતમાં કોઇ ગુણકા વસતી હતી, તેના મકાનનું ખંડેર આ સ્થળ હતું એમ લોકો કહે છે.

**ચીનુનાથ શિવાલય**—દૂધેશ્વરના ઓવારા પર સર ચીનુભાઇના નામથી ચીનુનાથ શિવાલય બંધાવ્યું છે. સર ચીનુભાઇએ લાખો રૂપીઆ ધર્માદા અને પરોપકારી કામો પાછળ ખર્ચ્યાં છે.

**પાણીની ટાંકી (વૉટરવર્કસ)**—શહેરને પાણી પુરૂં પાડવા માટે દૂધેશ્વરના ઓવારે એક વિશાળ ઉંચી ટાંકી છે. તેમાં પાણી લેવા માટે નદીના પાત્રમાં ૧૯ કુવા છે, તેમાં ઉંડાણમાં નળો મુકેલા છે તે વાટે બીજા મોટા ચાર કુવામાં પાણી આવે છે. તે ચારે કુવામાંથી વરાળયંત્રો વડે પાણી ઉંચે ખેંચાઇ એક જાડા નળ વાટે ટાંકીમાં પડે છે, પછી તેમાંનું પાણી શહેરમાં અને શહેર બહાર પરાંમાં જાય છે. મોટા નળ સાથે બીજા નાના નાના

નાના નળ જોડેલા છે. તે મારફતે શહેરનાં બધાં ઘરોમાં પાણી આવે છે.

**સત્યાગ્રહાશ્રમ**—દુધેશ્વરના ઓવારા સામે નદીની પેલી પાર **મહાત્મા ગાંધીજી** ( **મોહનલાલ કરમચંદ ગાંધી** )નો **આશ્રમ** છે, અહીં **વણાટશાળા, ગૌશાળા, રાષ્ટ્રિયશાળા, વિદ્યાર્થીગૃહ** અને **રસોડું** એ ખાસ જોવા જેવાં છે. આ આશ્રમ જોવા માટે બહાર ગામથી ઘણા લોકો આવે છે.

**સાબરમતી જેલ**—આશ્રમની ઉત્તર દિશાએ અને **શાહીબાગની** પાછળ **સાબરમતીના** સામા ઓવારે રેલવેપૂલની પડખે વિશાળ કેદખાનું-જેલ છે, તેમાં કરાંચી, મુંબઈ અને પુના સુધીના કેદીઓ રાખે છે, અને તેમની પાસે શેતરંજી, પાટી, ગાલીચા, ટુવાલ, ટેબલ-કલોથ વગેરે વણાવે છે. તે ઘણાં સારાં ટકાઉ અને મજબુત હોય છે.

**રેલવેપૂલ**—**શાહીબાગ** અને બેરોનેટ સર **ચીનુભાઈના** બંગલાની વચ્ચે થઈ **અમદાવાદ, અજમેર** અને **દિલ્હી** જતી રેલવે માટે **સાબરમતી** નદી ઉપર જબરો પૂલ બાંધેલો છે. તેની પેલી પાર જતી રેલવેનું **સાબરમતી** મોટું સ્ટેશન આવેલું છે. અહીં રેલવેના નોકરોને રહેવાનાં મકાનો અને બંગલા છે. વળી ત્યાં રેલવેને લગતાં સાહિત્યોનો બહોળો જથ્થો રાખેલો છે.

**દિલ્હી** દરવાજે પાછા ફરી દરીઆપુર જતાં **માધુપરૂં**—**માધવપરૂં** છે. ત્યાં ઘી, ગોળ, ધાન્ય વગેરેનું જબરૂં પીઠું છે, તેથી ત્યાં જથાબંધ માલ મળે છે, તે આસપાસનાં ગામડાંમાં જાય છે, અને દેશાવર ચઢે છે. જુનું અને નવું એમ બે **માધુપુરાના** ભાગ છે આ પરૂં કોટની નીચાણમાં હોવાથી જ્યારે **સાબરમતીમાં** રેલ આવે છે, ત્યારે અહીં પાણી ફરી વળી નુકસાન થાય છે.

**દરીઆપુર દરવાજા બહાર**—માધવપરા નજીકમાં **હઠીપરૂં**, **અને બારડોલપરૂં**, અને દરીઆપુર દરવાજા સામે **બિલાડીનો બાગ** **આવેલાં** છે. આ બાગમાં **શ્રાવણના પહેલા સોમવારે** મેળો ભરાય છે.

દિલ્હી અને દરીઆપુર દરવાજા બહાર ઘણી મિલો છે.

**પ્રેમ દરવાજા બહાર**—મોટી **ફ્લોર-આટા** મિલ, અને **મન-સુખભાઈની** મિલો છે, ત્યાં થઈ **અસારવા** અને **આચારજીની** બેઠક જવાય છે.

**કાળુપુર દરવાજા બહાર**—બાજુએ મોટું **દાણાપીઠું** છે. ત્યાં જથાબંધ ધાન્ય મળે છે. અહીંથી તેમજ દરીઆપુર સામે થઈ રેલવે લાઇન ઓળંગીને **અસારવા** તરફ બે સડકો જાય છે.

કાળુપુર બહાર **દાણાપીઠું**, **ચોખા**, **સાકર**, કપાસીઆ અને **એરંડા** બજારો છે, અને ત્યાં થઈ **અસારવા**, **નરોડા**, **સરસપુર**, અને **કાળુપુર** સ્ટેશને જવાય છે.

**અસારવા-અશાવળ-આશાપલ્લી**—પહેલાં ત્યાં **આશાભીલનું** રાજ્ય હતું. તેથી તે જગો **અશાવળ** કે **આશાપલ્લી** કહેવાતું તે પરથી **અસારવા** કહેવાય છે. પ્રથમ **કરણ** સોલંકીએ **કરણાવતી** નગરી વસાવેલી ત્યાર પછી સુલતાન **અહમદશાહ** પહેલાએ **આશાભીલને** હરાવી **અમ**-દાવાદ વસાવ્યું હતું. એમ કહેવાય છે.

**અસારવા રેલવે સ્ટેશન**—**પ્રાંતીજ**, **તલોદ**, **હિંમતનગર**, ઇડર થઈ **ખેડબ્રહ્મા** સુધી જતી રેલવેનું એ રેલવે સ્ટેશન છે, તેથી આ રેલવેમાં જતો આવતો માલ **અસારવા** સ્ટેશનથી **અમદાવાદથી** જતી બીજી રેલવેમાં મોકલવાને નાના મોટા રેલવે ડબામાં બદલે છે.

**આચાર્યજીની બેઠક**—**અસારવા** ગામ અને **સ્ટેશન** નજીક વૈષ્ણવી **વલ્લભી** સંપ્રદાયના **આચાર્યજીની** બેઠક છે, તેથી ભાવિક વૈષ્ણવો **અહીં** દર્શનાર્થે આવે છે.

**દાદાહરિની વાવ**—આચાર્યજીની બેઠક પાછળ અને **અસા-રવા** સ્ટેશન પાસેજ એ વિશાળ અને રોનકદાર વાવ છે, અને તે **મહમૂદ** બેગડાની દાસી **હરિ** એ બંધાવી હતી (૧૪૮૫). દદ્દા કે દાસી **હરિએ** બંધાવી હતી તેથી દદ્દા **હરિ** ઉપરથી **દાદાહરિની** વાવ કહેવાય છે. કહે છે કે તે બંધાવતાં ત્રીશ હજાર રૂપીઆ અને કેટલાક

ત્રણ લાખ રૂપીઆ ખર્ચ થયો હતો એમ કહે છે. કહેવાય છે કે દાસી હરિ પાસે બે કીમતી ઝાંઝર હતાં તેમાંનું એક વેચી આ વાવ બંધાવી. અને બીજું વાવમાં નાખ્યું હતું. આ વાવ જોવા જેવી છે.



દાદાહરિની વાવ.

**માતર ભવાનીની વાવ**—આ ઘણી જુની જોવા જેવી છે. વાવના કુવાના અંદરના ગોખમાં માતાનું સ્થાનક છે, અને તે પાંચ પાંડવોના વખતનું સ્થાપેલું કહેવાય છે. અશાવળ કે કરણાવતી નગરીના અવશેષની એ જુનામાં જુની વાવ છે.

**નીલકંઠ મહાદેવ**—અસારવામાં ઉત્તર દિશાએ એ શિવાલય છે. અહીં સાધુઓની જમાત રહે છે. **શ્રાવણની અમાસે** અહીં મોટો મેળો ભરાય છે. **માતરભવાનીની** વાવ નજીક અને અહીં લોકો શહેરમાંથી આવી ઉજાણી કરે છે. આ **શ્રાવણનો** છેલ્લો મેળો હોવાથી પુષ્કળ માણસો મેળામાં એકઠાં થાય છે.

કાળુપુરથી સીધી સડક રેલવે ઉપરના પત્થરનો પૂલ ઓળંગી સરસપુર (સસપુર) જાય છે.

**સરસપુર**—અહીં રંગાટી કામ સારૂં થાય છે. દક્ષિણમાં **મલેક સાબાનનું** અષ્ટકોણાકાર ઘાટનું પત્થરની બાંધણીનું ૭૧ એકર વિસ્તારનું તળાવ છે. તેની ઉંડાઈ ઝાઝી નથી.

**ધર્મશાળાઓ**:—કાળુપુર સ્ટેશન સામે ઉતારૂઓની સગવડ માટે સોલીસીટર **ભાઈશંકરભાઈએ** તેમની માના સ્મારક માટે બંધાવેલી **રેવાબાઈની, મણિલાલ મેન્શન્સ-વિશ્રામગૃહ, ભાટીઆની, હરિવલ્લભ મૂળચંદ** વગેરેની ઘણી ધર્મશાળાઓ છે તેમાં બહારગામથી આવનાર મુસાફરો વગર ભાડે ઉતરી શકે છે.

કાળુપુર અને **પાંચકુવા** વચ્ચે **સાકરબજાર, કપાસીઆ બજાર, એરંડા બજાર, રેવડી બજાર, મસ્કતી મારકીટ** વગેરે છે.

**પાંચકુવા દરવાજા બહાર**—કાપડની દુકાનો, **પાંચકુવા** કાપડ-મારકીટ, **પોલીસગેટ** અને ૧૫ લાખ રૂ. નાં ખર્ચે બંધાવેલું **અંગ્રેજી** ઢબનું વિશાળ **ફ્રેનીબન્દાનું** હોટેલ છે.

**રણછોડલાલ હોસ્પિટલ**—**પાંચકુવાથી સારંગપુર** જતાં એ દવાખાનું છે. તેની પાસે સ્ત્રીઓ માટેનું **રેવાબાઈ જ્યુબિલિ હોસ્પિટલ** છે. તેમાં સુવાવડ માટે સ્ત્રીઓને રાખવાની સારી સગવડ છે. આ દવાખાનામાં સ્ત્રી ડૉકટર સ્ત્રીઓનાં દર્દો તપાસી દવા આપે છે. આ બન્ને દવાખાનાં રા૦ બ૦ **રણછોડલાલ છોટાલાલે** બંધાવેલાં છે.

**સારંગપુર દરવાજા બહાર—માધુબાગ-માધવબાગ-સારં**ગપુર દરવાજા બહાર મરહુમ સર **ચીનુભાઈએ** તેમના પિતાના સ્મારક માટે તૈયાર કરાવ્યો છે. આ બાગમાં તેમના દાદા **રા૦ બ૦**

**રણછોડલાલ છોટાલાલનું** સુંદર સફેદ **આરસનું** બાવલું મૂકેલું છે. આ બાગમાં પુરુષ વર્ગ અને સ્ત્રી વર્ગ માટે એમ બે અલગ ભાગો છે. સ્ત્રી વર્ગ માટેનો ભાગ **જ્યુબિલિ હોસ્પિટલની** લગોલગ આવેલો છે, તેથી આ દવાખાનામાંથી સ્ત્રીઓ જઈ શકે તેવી ગોઠવણ છે.

**મીઠાની વખાર**—સ્ટેશન સામે મીઠાની મોટી વખાર છે.

માધવબાગની સામેના રસ્તે ગોમતીપુર જતી સડકની બાજુએ મોટી **માધુભાઈની મિલ** છે, તેની પાસે થઈ સરસપુર રસ્તો જાય છે.

**ધ્રૂજતા મિનારા**—સારંગપુર દરવાજા બહાર ગોમતીપુરની પાસે રેલવે સ્ટેશનથી થોડે દૂર એ મિનારા છે. તે જોવા લાયક છે.

**સીદી બશીરની મસીદ**—રેલવે સ્ટેશનની નૈઋર્ત્યમાં એ મસીદ અને કબર છે. બશીર સુલતાન અહમદ ૧લાનો ગુલામ હતો.

સારંગપુર દરવાજા બહાર લાકડાની ઘણી લાટીઓ છે.

**નરસિંહજી**—સારંગપુરથી ગોમતીપુર જે સડક જાય છે તેની બાજુમાં એ મંદિર છે. ત્યાં બેસતું વર્ષ-કાર્તિક સુદી પડવોના રોજ લોકો દર્શન અર્થે જાય છે, તેથી ત્યાં મોટો મેળો ભરાય છે.

**ગોમતીપુર**—એ અમદાવાદનું પરૂં છે. શામળ કવિની જન્મભૂમિ હતી. તે વખતે તે વેંગણપુર કહેવાતું. અહીં કેટલીક મિલો છે.

**વડનીગેટના દરવાજા બહાર**—મહીપતરામ અનાથાશ્રમ, આટા મિલ અને મોતીલાલ હીરાભાઈની મિલો વગેરે છે.

**મહીપતરામ અનાથાશ્રમ**—વડની ગેટનો નાનો દરવાજો સારંગપુર અને રાયપુર વચ્ચે પાડેલો છે, તેની સામે આ આશ્રમ છે. અહીં નિરાધાર માબાપ વગરનાં ગરીબ છોકરાંને રાખી ઉછેરે છે. વળી અનાથ વિધવાઓને પણ અહીં રક્ષણ મળે છે.

**રાયપુર દરવાજા બહાર**—કામનાથ મહાદેવ, આપારાવ ભોળાનાથ લાયબ્રેરિ, કાપડ વણવાની મિલો, દીવાસળીની મિલ, વહોરાઓનો રોજો, કાંકરીઉં તળાવ, અને બળીઆ કાકાનું સ્થાનક છે. તેમજ નજીકમાં પારસીઓની અગિઆરી, વાડીઆ આઇસ ફેક્ટરિ અને આયર્ન (લોઢું) ફેક્ટરિ આવેલાં છે.

**કાંકરીઉં***—રાયપુર દરવાજેથી પોણો માઇલ છેટે એ સુંદર તળાવ છે. તે સુલતાન **કુતુબશાહે** બંધાવ્યું હતું. (૧૪૫૫) તેથી તેને **હોઝેકુતુબ** એટલે કુતુબનું તળાવ કહે છે. તેમાં પાણી લાવવા નહેર ખોદી **ખારી** નદીનો પ્રવાહ વાળ્યો છે. તે શુમારે માઇલ ફરતું છે, પૂર્વ તરફથી પાણી આવવા માટે સુંદર ગરનાળું છે એને ફરતી પત્થરની પાળ અને માંહે ઉતરવા માટે પગથીઆં છે. પત્થરની બાંધણીનાં બહુ કોણાકાર ઘાટનાં શોભીતાં તળાવોમાં આખા **હિંદુસ્તાનમાં** એજ સૌથી મોટું છે. ૧૯૦ ફુટની એક એવી પત્થરનાં પગથીઆંવાળી તેને ૩૪ બાજુઓ છે. તળાવ વચ્ચે **નગીનાવાડી** છે. તેમાં પહેલાં સુંદર મહેલ અને બગીચો હતાં. **અમદાવાદના** સુલતાનોને ઉનાળામાં આનંદ મેળવવાનું, હવા ખાવાનું, એ શીતળ સ્થળ હતું. આ મહેલને **ઘટામંડળ** કહેતા. તે પડી જવાથી ત્યાં ૫૦ વર્ષ પર હાલનું મકાન બંધાવ્યું છે તેમજ તળાવ પુરાઈ જવાથી એને **અંગ્રેજ** સરકારે દુરસ્ત કરાવ્યું છે. **નગીનાવાડી**માં જવા માટે પાકો રસ્તો છે. **શ્રાવણના બાજા સોમવારે** અને દશેરાને દિવસે અહીં મેળો ભરાય છે.

**વલંદાનું કબરસ્તાન**—કાંકરીઆની પશ્ચિમમાં છે, અને અગ્નિખુણામાં **શુશકર** અને **દેડકી** એ બે નાનાં તળાવો છે.

**મણીપુર**—કાંકરીઆની દક્ષિણમાં શેઠ **મણિલાલ રણછોડલાલના** નામથી એ ગામ વસાવેલું છે. તેથી તેને **મણીપુર** કહે છે.

**આસ્ટોડિઆ દરવાજા બહાર**—કાગડાપીઠ, ઢોરોનું શુક્રવારનું બજાર, નવાપરાનાં બહુચરાજી. શાહઆલમનો રોજો, **ચંડોળા** તળાવ છે. આ રસ્તે **લાંભા** અને **જેતલપુર**, **બારેજા**, **વિશ્વાસીપુરા**, **નવાગામ**, **નાયકા** અને છેક **નડિયાદ** અને **ડાકોર** પણ જવાય છે.

**લાંભામાં** બળીયાકાકાનું મોટું સ્થાનક છે, ત્યાં ઘણું કરીને શનીવારે ઘણા લોકો એકઠા થાય છે.

---

* આ ખોદતાં પુષ્કળ કાંકરા નીકળ્યા તેથી **કાંકરીઉં** કહેવાય છે. એમ પણ કહે છે કે જ્યારે તે તૈયાર થયું ત્યારે ત્યાં સુલતાન જોવા ગયા ત્યારે જોડામાં કાંકરો ભરાઈ ગયો તેથી **કાંકરીઉં** કહેવાય છે.

કાગડાપીઠ—એ રાયપુરથી આસ્ટોડિઆ જતાં છે. ત્યાં રગતપતીઆં, આંધળાં, લુલાંનું દવાખાનું છે, તેમાં તેમને રાખેલાં છે.

ઢોરોનું બજાર—શુક્રવારે શહેરમાં વેચાવા આવતાં ઢોરો રાયપુર અને આસ્ટોડિઆ દરવાજા બહાર ચોગાનમાં ઉભાં રહે છે. અહીં તેનો વેપાર ચાલે છે.

નવાપરાનાં બહુચરાજી—આસ્ટોડિઆ બહાર બે મોટી સડકો છે. તેમાંની દક્ષિણની સડકે બહુચરાજીનું દેવળ છે. ત્યાં લોકો ઉજાણી જાય છે.

શાહઆલમનો રોજો—બહુચરાજી માતાથી માઇલ છેટે એ રોજો આવેલો છે. શાહઆલમ એ વટવાના બુર્હાન-ઉ-દીન



શાહઆલમનો રોજો.

કુત્બ-ઉલ-આલમના પુત્ર અને સુલતાન મહમૂદ બેગડાના ધર્મગુરુ હતા. તે ૪૫૦ વર્ષ પર મરી ગયા. તેમની અહીં કબર અને રોજો છે. એ રોજાને પિત્તળની જાળીઓ છે. ઘુમટના ઉપલા ભાગમાં સોનું અને જવાહીર દિલ્હીના પાદશાહ જહાંગીરની બેગમ નુરજહાંના ભાઈ અસોફખાંએ જડાવ્યું હતું. આ રોજાના બે ઉંચા ટોડા-મિનારા છે. તે તથા રોજાની જગો સુંદર અને જોવા લાયક છે. રોજા નીચે મોટું ટાંકુ છે. તેમાંથી વચ્ચેના નાના હોજમાં પાણી આવે છે. રોજામાં ઓરસ-મેળો ભરાય છે. આ ઓરસમાં બહાર ગામથી ઘણા મુસલમાનો આવે છે. આ અમદાવાદમાં સૌથી પવિત્રમાં પવિત્ર જગો છે. આ રોજાના બીજા દરવાજાની ડાબી તરફના હોલનો ઘણો ખરો ભાગ સુલતાન મુઝફર ત્રીજાએ બંધાવ્યો હતો.

**ચંડોળા**—શાહઆલમના રોજા પાસે શહેરથી બે માઇલ છેટે ૧૮૧ એકરનું વિશાળ તળાવ છે, તેમાં સુંદર કમળનાં ફૂલ થાય છે. તેમાંથી આસપાસના ખેતરોમાં નહેર વાટે ડાંગરના ક્યારડામાં પાણી અપાય છે.

**જમાલપુર દરવાજા બહાર**—જગન્નાથજીનું મંદિર, કેલીકો મિલ; બહેરામપુર, અને સપ્તર્ષિના ઓવારા; ગટરનું કારખાનું, ધોળકા જવાનો માર્ગે, સોમનાથ ભૂધરભાઈએ બંધાવેલું સ્મશાનગૃહ આવેલાં છે.

**જગન્નાથમંદિર**—જમાલપુર દરવાજા સામે છે તેમાં ૫૦૦ સાધુ રહે છે. ત્યાંથી અષાડ સુદી બીજે રથયાત્રાનો રથ નીકળે છે.

**જન દેરાસરો**—જગન્નાથજીના મંદિરથી થોડે છેટે જૈન દહેરાં છે. ત્યાં દેવદિવાળી અને કાર્તિકી પુનેમે મેળા ભરાય છે.

**શાહવાડી**—જગન્નાથજીના મંદિરથી થોડે છેટે એ ગામ છે. અહીં ખ્રિસ્તીની વસ્તી ઠીક છે. ત્યાં શ્રાવણના ત્રીજા સોમવારે મેળો ભરાય છે.

**સુએજફાર્મ**—શાહવાડીથી થોડે છેટે એ જગા છે. ત્યાં શહેરની ગટરોનું મેલું પાણી એકઠું થાય છે. તે વડે શાકભાજી

પકવે છે. જમાલપુર દરવાજા પાસે શહેરનું ગટરોનું મેલું ણી પા સાફ કરવાનું કારખાનું છે.

**સપ્તર્ષિ ઓવારો**—જમાલપુરથી રાયપુર તરફ જતાં સાબરમતીનો એ પવિત્ર ઓવારો છે. ત્યાં ભાદરવા સુદી પાંચમે મેળો ભરાય છે. અહીં સોમનાથ ભૂધરભાઈએ સ્મશાનગૃહ બંધાવેલું છે.

**ખાનજહાન દરવાજા બહાર**—ખ્રિસ્તીઓનું કબરસ્તાન છે.

**રાયખડ દરવાજા બહાર**:—નદીકાંઠે છીપા રંગ દેવાનાં કપડાં ધુએ છે.

રાયખડથી આજમખાનના દરવાજા સુધી નદી કાંઠે ગાયકવાડની હવેલીની દિવાલ છે.

## શહેરમાં પાણીનાં સાધનો.

**નદીઃ—સાબરમતી**-એ નદી શહેરની ઉત્તરમાં પૂર્વમાંથી આવી પશ્ચિમમાં વહે છે.

**દૂધેશ્વર-વોટરવર્કસ કે પાણીની ટાંકી**:—સાબરમતી નદીમાં કુવા ખોદી યંત્ર મારફતે એ મોટી ટાંકીમાં પાણી ભરી રાખી, તેમાંથી નળ વાટે શહેરમાં પાણી પુરૂં પાડે છે.

**ફુઆરા**—માણેકચોકમાં શેઠ મણિલાલ રણછોડદાસનો, પાંચકુવા દરવાજા પાસે પાંચકુવા મહાજને બંધાવેલો, એ બે ફુઆરા છે. નદી પાર કોચરબ જવાના રસ્તે બંધાવેલો ફુઆરો પણ જોવા લાયક છે.

**તળાવો**:—કાંકરીઉં, ચંડોળા, મલેક સાબાન, શુશકર, દેડકી.

**વાવો**:—દાદાહરિની, માતરભવાનીની, પાંચકુવાની, સ્ટેશનપરની બારડોલવાવ, અને અડાલજની.

**કુવા**:—શહેરમાં જુના વખતથી દરેક પોળોમાં, ખડકીમાં અને જુના મકાનોમાં જરૂર પડતા કુવા છે,

**વરસાદ**:—વરસાદની મોસમ જૂન ૨૦ તારીખથી સપ્ટેમ્બર સુધી રહે છે, શહેરમાં વરસાદ સરેરાશ ૨૫ થી ૩૦ ઇંચ પડે છે.

## શહેરના મુખ્ય ભાગો—લત્તા કે જિલ્લા અને પરાં.

**લત્તાઃ**—એ લત્તા શહેર વચ્ચે સ્ટેશનથી **ભદ્ર** સુધી જે રસ્તો જાય છે તેની બન્ને બાજુ આવલા છે. રસ્તાની જમણી તરફ શહેરની ઉત્તરમાં અનુક્રમે **કાળુપુર, દરીઆપુર, ઝવેરીવાડ, ઈડરીઆ, ધાકાટા, પાનકોર, મિરજાપુર, ખાનપુર** અને **શાહપુર** એ નવ છે,

દક્ષિણ દિશામાં **સારંગપુર, ખાડીઆ, રાયપુર, માણેકચોક, આસ્ટોડિઆ, જમાલપુર, રાયખડ, કારંજ** અને **ભદ્ર** એ નવ મળી ઉત્તર અને દક્ષિણ તરફના બધા ૧૮ લત્તા છે તેમાં સાથી મોટો લત્તો **કાળુપુર** અને શહેરનો મુખ્ય લત્તો **ખાડીઆ** ગણાય છે.

આ સિવાય **સલાપોસ, લાલદરવાજા, શાહીબાગ, કેમ્પ** અને વળી પ્રેમદરવાજા એ ભાગો પણ છે.

**પરાં**—શહેર આસપાસ હાલમાં ભગભગ ૧૫ પરાં છે. તેનો વહીવટ પણ શહેર સાથે જોડેલો છે.

**ઉત્તરે—માધવપરું**, હુડીપરું, **બારડોલપરું**, ફતેપરું.

**પૂર્વે—અસારવા, સરસપુર** અને **ગોમતીપુર**,

**દક્ષિણે**—રાજપુર, **હીરાપુર, રઘનાથપરું, ભવાનપરું**, બહેરામપરું અને **મણીપુર**.

**પશ્ચિમે**—કોચરબ અને **માદલપુર**.

મ્યુનિસિપાલિટિએ વ્યવસ્થા માટે મુખ્ય ભાગો **વોર્ડ** ઠરાવેલા છે, **કાળુપુર વોર્ડ** નં. ૧-૨-૩, **ખાડીઆ વોર્ડ** ૧-૨-૩. **દરીઆપુર વોર્ડ** નં. ૧-૨, **જમાલપુર વોર્ડ** નં. ૧-૨, **શાહપુર વોર્ડ** નં, ૧-૨. **રાયપુર વોર્ડ** નં. ૧ સુધી. એ સિવાય **કાજીપરું, શાહીબાગ, અસારવા, રેલવેપરા, શહેરકોટડા, સરસપુર, ગોમતીપુર, રાજપુર, હીરાપુર, બહેરામપુર, એલિસબ્રિજ,** એ ભાગો પણ ઠરાવેલા છે.

શહેરમાં ઉંચાણવાળી જમીન **ખાડીઆ, કાળુપુર** અને **રાયપુરની** છે. અને નીચી-નીચાણવાળી જમીન **જમાલપુર** અને **રાયખડની** છે,

**પોળો—અમદાવાદમાં** ખડકીઓ અને **પોળો** પુષ્કળ છે. નાનામાં નાની ૧૦-૨૦ ઘરની તે **ખડકી** અને સાધારણ મોટી ૧૦૦-૨૦૦ કે તેથી વધારે ઘરોની **પોળ** કહેવાય છે.

દરેક પોળને સરીઆમ રસ્તા ઉપર દરવાજાના ઘાટનું બારણું હોય છે, કેટલેક સ્થળે તે બારણા ઉપર નાનું મેડાબંધી મકાન હોય છે. મેડાપર

હંમેશાં રાત્રે અને જરૂર જણાય તો દિવસે ચોકી કે રક્ષકનું કામ કરનારા પોળીઆ રહે છે, દરેક પોળમાં એકાદ કુવો, દેવાલય, પરબડી એટલું તો પોળના પંચનું હોય છે.

શહેરમાં સૌથી મોટી આશરે ૨૧૦૦ ઘરની **માંડવીની પોળ** છે. તેમાં બંને બાજુ મોટી મોટી ૧૦-૧૫ પેટા પોળો છે. બીજી ૧૦૦૦-૧૨૦૦ ઘરની **ધનાસુથારની પોળ, રાજામહેતાની** પોળ, અને હાજા પટેલની પોળો છે. તેમાં પણ બન્ને બાજુએ મોટી મોટી પેટા પોળો છે. **આસ્ટોડિઆમાં** **ઢાળની** પોળ, રાયપુરમાં **પખાલીની** પોળ, **સારંગપુરમાં તળીઆની** પોળ વગેરે બીજી ઘણી મોટી **પોળો** પણ જુદા જુદા લત્તામાં છે.

**વસ્તી**—દસ દસ વર્ષે સરકાર તરફથી વસ્તી ગણતરી થાય છે. સને ૧૯૨૧ ની સાલની છેલ્લી વસ્તી ગણતરી પ્રમાણે શહેરના લત્તા અને પરાંની મળી **અમદાવાદમાં** વસ્તી વાળાં ઘરોની સંખ્યા ૭૧,૬૦૦ છે. અને ૨,૭૦,૯૧૪ માણસની વસ્તી છે. સને ૧૯૨૪ આખરે વસ્તીનો અંદાજ ૨,૮૪.૩૧૪ માણસનો હતો. તેમાં હજી પણ વધારો થયાંજ જાય છે. એમ કહેવાય છે કે એક વખતે **મુસલમાની** રાજઅમલમાં **અમદાવાદ** એવડું મોટું શહેર હતું કે તેમાં ૯ લાખ તો મકાનો અને ૨૦ થી ૩૦ લાખ માણસોની વસ્તી હતી, ૧૦૦૦ થી વધારે મસીદો હતી અને શહેરની આસપાસ ફરતાં ૩૬૦ તો પરાં હતાં.

એટલું તો ખરૂં કે તે વેળા આ શહેર પૂર સમૃદ્ધિવાળું અને આબાદ હતું શહેરની આસપાસ કોટ બહાર પણ હિંદુ વસ્તી હતી. શહેરમાં પણ જુદા જુદા લત્તાઓનો મોટો વિસ્તાર ભરચક વસ્તીથી ભરપુર હશે, શહેર બહારનાં ખંડેરોથી આ અનુમાનને ટેકો મળે છે.

શહેરમાં સાધારણ રીતે હિંદુ, જૈન, મુસલમાન. પારસી તથા દેશી ખ્રિસ્તીની વસ્તી છે.

| **વોર્ડવાર વસ્તી,** | | | | **પરાંની વસ્તી.** | | |
|---|---|---|---|---|---|---|
| **વોર્ડ** | | વસ્તીવાળાં ઘરો. | વસ્તી. | પરૂં | વસ્તીવાળાં ઘરો. | વસ્તી. |
| ખાડીઆવોર્ડ | ૧ | ૪૦૩૩ | ૧૪૦૪૭ | **કાળુપરૂં** | ૪૦૫૪ | ૧૫૬૭૩ |
| ,, | ૨ | ૩૦૫૦ | ૧૦૦૧૭ | **શાહીબાગ** | ૯૨૩ | ૨૯૯૮ |
| ,, | ૩ | ૨૩૬૦ | ૮૯૯૫ | **અસારવા** | ૧૩૯૫ | ૮૭૭૮ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| કાળુપુરવોર્ડ | ૧ | ૩૬૯૭ | ૧૪૧૬૬ | રેલવેપરા | ૧૩૯૪ | ૫૭૩૧ |
| ,, | ૨ | ૩૭૭૭ | ૧૪૦૦૪ | **શાહેર** કોટડા | ૪૭૫૨ | ૧૭૮૫૩ |
| ,, | ૩ | ૩૩૪૫ | ૧૪૬૩૩ | સરસપુર | ૨૫૩૧ | ૮૬૧૪ |
| હરીઆપુર વોર્ડ | ૧ | ૪૪૫૦ | ૧૬૬૧૩ | ગોમતીપુર | ૨૫૯૦ | ૯૧૩૬ |
| ,, | ૨ | ૩૭૬૬ | ૧૩૪૭૧ | રાજપુર હીરપુર | ૪૨૬ | ૧૪૧૭ |
| શાહપુર વોર્ડ | ૧ | ૪૦૩૬ | ૧૪૮૯૫ | એલિસબ્રિજ | ૭૪૫ | ૨૦૪૩ |
| ,, | ૨ | ૪૮૯૩ | ૧૯૦૧૧ | રેલવેયાર્ડ | ૦ | ૦ |
| રાયખડ વોર્ડ | ૧ | ૫૦૫૪ | ૧૫૨૦૪ | અમદાવાદ,અસારવા | ૪૯૩ | ૧૨૦૨ |
| જમાલપુર વોર્ડ | ૧ | ૫૧૫૪ | ૨૦૩૪૧ | કાંકરીઆરેલવે યાર્ડ | ૨૯ | ૬૨ |
| | | | | એલિસબ્રિજયાર્ડ | | ૧૫૩૭ |
| ,, | ૨ | ૨૯૧૮ | | પ્લેટફોર્મ પર | ૦ | ૫૧૪૨ |
| | | | | ભિખારીઓ | ૦ | ૫૫૬ |

કુલ ઘરો ૭૧,૬૦૦ કુલ વસ્તી ૨,૭૦,૯૧૪.

**ધર્મ—હિંદુ** ધર્મ **હિંદુઓ**, **મુસલમાની–ઇસ્લામ** ધર્મ મુસલમાનો, **જરથોસ્તી** ધર્મ પારસીઓ, **જૈન** ધર્મ **શ્રાવક**, અને **ખ્રિસ્તી** ધર્મ **ખ્રિસ્તીઓ** પાળે છે.

હિંદુ ધર્મનાં ધર્મ પુસ્તકો **વેદ**, **સ્મૃતિ**, **શ્રીમદ્ ભાગવત**, **શ્રીમદ્ ભગવદ્ ગીતા**, **મહાભારત** અને **રામાયણ** વગેરે છે. **મુસલમાનોનું** ધર્મ પુસ્તક **કુરાન–એ શરીફ**, જૈન ધર્મનું **કલ્પસૂત્ર**, જરથોસ્તી ધર્મનું **અવસ્તા** અને **ખ્રિસ્તીધર્મનું** **બાયબલ** એ ધર્મ પુસ્તકો છે.

હિંદુ ધર્મમાં **સ્માર્ત** અને **વૈષ્ણવ** એ બે મોટા સંપ્રદાયો છે. **સ્માર્ત-શૈવમાર્ગી**—એ ધર્મવાળા **શ્રીમદ્ શંકરાચાર્યના** મતને માનનારા અને **વૈષ્ણવ** ધર્મવાળા **વિષ્ણુના** ભક્ત છે. **શૈવ** અને વૈષ્ણવ માર્ગમાં અનેક પંથ કે **સંપ્રદાયો** છે. **વૈષ્ણવ** માર્ગીઓમાં **વલ્લભી**, **રાધાવલ્લભી** **સ્વામિનારાયણ**, **નૃસિંહાચાર્યજી**, **રામાનંદી**, **રામાનુજ**, વગેરે સંપ્રદાયો છે. આ સિવાય **માતા–દેવી**, **કબીર**, **બીજ** વગેરે અનેક પંથો છે.

**વૈષ્ણવ** સંપ્રદાયી મંદિરોમાં શહેરમાં ડોસીવાડાની પોળમાં **નટવલાલ શ્યામલાલનું** **ગોસ્વામિ મહારાજનું** મોટું મંદિર, અને **પાંજરાપોળ** પાસે **સ્વામિનારાયણનું** એ વિશાળ મંદિરો છે. તે સિવાય રાયપુરમાં **દ્વારકા-**

નાથ, **મોરલીધર** અને **રાધાવલ્લભજી**નાં, **સારંગપુર**, **શાહપુર**, **ધનાસુતારની**, **રાજા** મહેતાની અને **માંડવીની** પોળમાં **રણછોડજી**નાં, **સારંગપુરમાં** **મથુરાનાથજી** (રણછોડજી) જમાલપુરમાં **જગન્નાથજી**, હાજાપટેલની અને રાજામહેતાની પોળમાં રાજામહેતાની પોળમાં **રામચંદ્રજી**નાં, રાજામહેતાની પોળમાં **મદનમોહન**, કોઠારીની પોળ પાસે **ચત્રભુજજી**, **ગોમતીપુરમાં** અને **સરસપુરથી** મલેક **સાબાનના** તળાવ પાસે **નરસિંહજી**નાં **વૈષ્ણવી** મંદિરો; અને **અસારવામાં** **મહાપ્રભુજી**ની બેઠક છે. **પ્રેમચંદ રાયચંદ** ટ્રેનિંગ કોલેજ પાસે **પ્રાર્થના સમાજનું** મંદિર છે.

**શિવાલયો**—ખાડીઆમાં **સાઠોદરા** અને **વીસનગરા** નાગરોનું **હાટકેશ્વર** અને **અસારવામાં** **નીલકંઠ** મહાદેવનાં, **માણેકચોકમાં** **માણેકનાથ** બાવાના મંદિરમાં, **માંડવીની** પોળમાં વગેરે ઠેકાણે પુષ્કળ શિવાલયો છે.

**હનુમાન મંદિરો**—રાયપુરમાં **છબીલા**, સારંગપુરમાં **પંચમુખી**, રીચીરોડપર **કચરીઆ** પોળ પાસે **બાલા હનુમાન**, **મિરજાપુરમાં** **ભીડભંજન**, **શાહપુરમાં** રોકડીઆ, **માણેકચોકમાં** **મસાણીઆ**, કેમ્પમાં **સ્વામિનારાયણના** મંદિરમાં **અને** **ઘીકાંટે** હનુમાનજીનાં મંદિરો છે.

**માતાનાં મંદિરો**—ભદ્રના કિલ્લામાં **ભદ્રકાળી**, **માંડવીની** પોળમાં **કાલકામાતા**, ધનાસુતારની પોળમાં **અંબાજી**, **બહુચરાજી** અને માણેકચોકમાં તે સિવાય બીજી પોળોમાં પણ માતા–દેવીઓનાં ઘણાં મંદિરો છે.

**મેળાઃ**—**સ્વામિનારાયણ** મંદિર પાસે **રામનવમી** (**ચૈત્ર** સુદી ૯) એ, રણછોડજીનો **સારંગપુરમાં** અને દરવાજા બહાર **આસો** સુદી ૧૫ (**માણેકઠારી** પુનેમ) અને **કાર્તિકી** પુનેમે (**દેવદિવાળી**), **દોલતખાનાની** વાડીમાં **વિશ્વકર્માનો** **માહ** સુદી તેરસે, **નરસિંહજીનો** **ગોમતીપુર** પાસે બેસતા વર્ષના દિવસે (**કારતક** સુદી ૧) મોટા મેળા ભરાય છે. **જમાલપુરમાંથી** જગન્નાથજીનો **અસાડ** સુદ બીજે રથયાત્રાનો રથ નીકળે છે.

**શિવમાર્ગી** પંથમાં **બિલાડીના** બાગ (**દરીઆપુર** દરવાજા બહાર)માં ત્યાંના શિવાલય,**કાંકરીઆમાં**, **સુખરાય**, **જમાલપુર** બહાર **શાહવાડી** તરફ **શ્રાવણ** મહીનાના **સોમવારોના** અને **અસારવામાં** **નીલકંઠ** મહાદેવનો **શ્રાવણ** વદ ૦)) ના રોજ, **ખડ્ગધારેશ્વર** અને **ભીમનાથનો** **શીળીસાતેમ**, **જન્માષ્ટમી**, **દરોઆઠેમ**–**રાધાષ્ટમી** (**શ્રાવણ** વદ ૭–૮, **ભાદરવા** સુદી ૮) ના રોજ, **સપ્તર્ષિનો** **જમાલપુર** દરવાજા બહાર **ભાદરવા** સુદી ૫, **કાંકરીઆ** તળાવે

દશેરાનો મેળો, દૂધેશ્વર આગળ દીવાસો-અસાડ વદ ૦)) ના સાબરમતીમાં સ્નાન કરવાનો એ મોટા મેળા ભરાય છે.

નરોડાના રસ્તાપર ધનુષધારી માતાનો, અસાડીપુનેમે મેળો ભરાય છે, ભદ્રકાળી માતાનાં હવન આસો સુદી આઠમે થાય છે, ત્યારે દર્શન અર્થે લોકો એકઠા થાય છે.

**મુસલમાની-ઇસ્લામ ધર્મ**—એ મુસલમાનોનો છે, આ ધર્મમાં **શિહા** અને **સુન્ની** એવા બે પંથ છે, વહોરાઓ **શિહા** અને બીજા મુસલમાનો **સુન્ની** પંથ પાળે છે.

**મસીદોઃ**—મુસલમાન રાજ્યકાળમાં પ્રાર્થના માટે ઘણી સુંદર અને કારીગરીવાળી મસીદો, હજીરા-કબરો-રોજા બંધાયેલા છે. આ પૈકી ખાસ ધ્યાન ખેંચે તેવી ઘણી મસીદો છે.

**જુમામસીદ**—માણેકચોકમાં છે, તેને ત્રણ બારણાં છે. ને પૂર્વ પશ્ચિમ ૨૮૨ ફૂટ લાંબી અને ઉત્તર દક્ષિણ ૨૩૮ ફૂટ પહોળી છે. તેમાં ૩૬૦ થાંભલા છે.

આ સિવાય **બાદશાહનો** હજીરો, **રાણીનો** હજીરો (**માણેકચોકમાં**); ભદ્રના કિલ્લામાં **રાજા અહમદશાહની**, ભદ્રના કિલ્લાથી ઇશાનમાં **સીદી-સૈયદની**, **મિરજાપુરમાં રાણીની**, **શાહપુરમાં શેખ હુશેનમહમદચીશતીની**, **આસ્ટોડિઆ** દરવાજા પાસે **રાણી સીપ્રીની**, અને **દસ્તુરખાનની**, **સારંગપુરમાં રાણીની**, **મહમદ ગોસની**, દોલતખાનામાં **એક તોડાની** અને જમાલપુરમાં **હેબતખાનની** અને કાચની **મસીદો** છે.

**રોજાઓ**—**પીરમશા**, **શાહઆલમ**, **વટવા**, **પીરાણા** અને **સરખેજ**-**ના** રોજા છે. તેમાંના **જમાલપુર** દરવાજા બહાર **પીરનપરનો**, **મચ્છી** બજારમાં **મદારનો**, **શાહઆલમના** રોજા પાસે **શાહઆલમનો**, **સરખેજ** ગામમાં **સરખેજનો**, **પીરમહમદશાહના** રોજામાં **પીરમશાહનો**, અને **બાદશાહના** હજીરામાં સુલતાન **અહમદશાહના** **ઉરસો-ઓરસો** ભરાય છે.

**જૈન ધર્મઃ**—એ શ્રાવક વાણીઆ અને બીજા લોકો પાળે છે. આ ધર્મના **શ્વેતાંબરી** અને **દિગંબરી** એવા બે પંથ છે.

જૈન ધર્મનાં પુષ્કળ **દેરાસરો** **અમદાવાદ શહેરમાં** છે. તેમાં જોવા લાયક સુંદરમાં સુંદર **દિલ્લી દરવાજા** બહાર **હઠીસીંગનું** સૌથી મોટામાં

મોટું દેરાસર છે. તે સિવાય ફતાસાની પોળમાં **મહાવીરસ્વામિ શ્રે**યાંશનાથ, **સુ**મતિનાથ **અને બારમા વાસુપૂજ્યનાં**; ડોસીવાડાની પોળમાં **અષ્ટાપદજી**, **નં**દીશ્વરદીપ, **શા**શ્વતાજિન, **અને પાર્શ્વ**નાથજી; હાજાપટેલની પોળમાં **શાંતિ-નાથ, માં**ડવીની પોળમાં **સમર** શિખ**ર, ઝ**વેરીવાડમાં **મહાવીરસ્વામિ** અને **ચિંતામણી**નાં, અને **પાડા**પોળમાં **સંભવનાથજી**નાં સુંદર અને મોટાં દેરાસરો છે. તે સિવાય દેવશાના પાડામાં **શાં**તિનાથજી તેમ બીજી પોળોમાં પણ જૈનોનાં ઘણાં દહેરાં જોવા જેવાં છે.

**જરથોસ્તી ધર્મ**:—**પા**રસીઓ પાળે છે. તેઓ અગ્નિપૂજક છે, તેથી **અગ્નિ**દેવને દેવળ-**અગિઆરીમાં** રાખે છે અને પૂજે છે.

**ખ્રિસ્તી ધર્મ**:—એ ધર્મ પાળનારા **અંગ્રેજો** સિવાય દેશી ખ્રસ્તીઓ પણ છે. તેમનાં દેવળો એક **મિર**જાપુરમાં બીજું **મિ**શન સ્કૂલ પાસે અને કેમ્પમાં છે, અહીં દર **ર**વિવારે પ્રાર્થના થાય છે.

**વેપાર ઉદ્યોગ**—આ શહેર લાંબા કાળથી જાહોજલાલીવાળું અને આબાદ છે. અને તે કરણ સોલંકીના વખતથી જાણીતું હોવાથી તેમજ ગુજરાતમાં મધ્યસ્થ શહેર હોવાથી અહીં વેપાર રોજગાર વધતો જાય છે. હાલમાં શહેર અને શહેર બહાર સુતર કાપડની શુમારે ૧૦૦ મિલો છે. મિલોને લીધે લોકો ગામડાંમાંથી શહેરમાં મિલમાં મજુરી મેળવવા માટે આવી વસવાથી શહેરની વસ્તીમાં વધારો થતો જાય છે. વસ્તીનો ત્રીજો ભાગ મિલોમાં કામે લાગેલો છે, અને બાકીના લોકો સોનું, રૂપું તાંબુપિત્તળ, પુસ્તકો, દવા. રમ-કડાં, સ્ટેશનરિ, ગાંધીવટું, કાપડ, ઘી, ગોળ, ખાંડ, સાકર, ધાન્ય, શાકભાજી, કોલસા, કેરોસીન, ચા, કાગળ, લોખંડ અને લોખંડનો સામાન, રંગ, કરિઆણું, યંત્રો, તેને લગતો સામાન વગેરેનો છૂટક તથા જથાબંધ વેપાર કરે છે; તેથી આસપાસનાં ગામો અને શહેરો પોષાતો માલ અહીં જથાબંધ વેચે છે તેમજ ખરીદે છે.

શહેરમાં સુતર અને કપડું વણવાની મિલો સિવાય લોટ દળવાનાં, ( પ્રેમ દરવાજા બહાર સૌથી મોટી ફ્લોર (લોટ) મિલ છે.)

ડાંગર ખાંડવાનાં, લોખંડ અને પિત્તળના ઘાટ બનાવવાનાં અને તેલ પીલવાનાં પણ ઘણાં કારખાનાં છે.

**ત્રણ તાર**—આ શહેરનો મુખ્ય વેપાર **સુતર**, **રેશમ** અને **કસબ** ત્રણ તાર ઉપર ચાલતો હોવાથી તે ત્રણ તાર પર જીવે છે, એમ કહે છે. **સુતરના** તારમાંથી ધોતીઆં, ચાદરો, સાલ્લા, સાડીઓ, જાતજાતની છીંટો અને બીજું પરચુરણ કાપડ બને છે. **રેશમ** અને કસબના તારમાંથી કીનખાબ, અતલસ, ગજીઆણી, સાડી, બાંટ, સોળાં, ચુંદડી, અમર, મુગટા. પિતાંબર, રેશમી અને કસબી ચલોડા અને ધોતીજોટા, અલાયચા, ખંડ; ચંદ્રકળા, મગીયાં, મશરૂ, ભરતકામ, ફીત, તોઈ, મોળિઆં, ઝીકની કિનારી અને પાઘડીઓ બહુજ વખાણવા લાયક અને ઉત્તમ બનતાં હોવાથી **અમદાવાદ** શહેર તે માટે મશહુર ગણાતું હતું. એક વખત અહીંનો માલ બધી દુનિયામાં વખણાતો અને વેચાતો હતો.

**ગાલીચા**—**શાહપુરમાં** સારા બને છે, અને તે દૂર વિલાયત વગેરે સ્થળે જાય છે.

**અમદાવાદી કાગળ**—**અમદાવાદમાં** ચોપડા બાંધવાના ઉંચી જાતના જાડા કાગળ, **શાહપુર**, **કોચરબ** વગેરે સ્થળે જથાબંધ બનતા હતા, પણ હાલમાં પરદેશથી પુષ્કળ કાગળનો જથો આવતો હોવાથી શહેરનો આ ઉત્તમ હુન્નર મંદ પડ્યો છે. છતાં ચોપડા બાંધવા માટે તો આ શહેરની બનાવટનાજ કાગળો **અમદાવાદી કાગળ** એ નામે મશહુર છે તેજ લોકો વાપરે છે. **શાહપુર** દરવાજા બહાર કાગળ બનાવવાનું કારખાનું છે.

**દીવાસળીનું કારખાનું**—કાંકરીઆ જતાં રસ્તે આ કારખાનું છે. તેમાં દીવાસળી બને છે, તે શહેરમાં અને બહારગામ જાય છે.

**બરફનાં કારખાનાં**—શહેરમાં બરફ પુરો પાડવા માટે (૧) નદીપાર સૌથી મોટી ધી **માણેક** આઇસ ફેક્ટરિ (૨) **શાહીબાગ** જવાની સડકે (૩) **દૂધેશ્વરના** રસ્તે (૪)

કાંકરીઆ જતાં દીવાસળીના કારખાનાંની સામે, એ ચાર કારખાનાં છે.

**આયાત**—બધી જાતનાં ધાન્ય, શાકભાજી, સુતરાઉ, રેશમી અને ઊનનું કાપડ, લોખંડ અને કાચનો સામાન, દારૂખાનું, દવાઓ ખાંડ, નાળિએર, રમકડાં, કાચ, યંત્રો, કાગળ, કેરોસીન, કોલસા, પત્થર, ઇમારતી લાકડું, વગેરે બહારથી આવે છે.

**નિકાસઃ**—સુતરાઉ, રેશમી કાપડ, કીનખાબ, કોતરકામ, ચામડાં, શાકભાજી, મિઠાઈમાં મરકી, ધાન્ય, ડાંગર, લાકડાં વગેરે બહાર ગામ જાય છે.

**બજારોઃ**—શહેરમાં દરેક દરવાજે, ચકલામાં અને દરવાજા બહાર અનાજ, કાપડ, ગાંધીવટું, શાકભાજી, મિઠાઈ તથા બીજી પરચુરણ સામાનની દુકાનો હોય છે. તે સિવાય શહેરમાં ચૌટામાં મોટા પાયાપર જથાબંધ માલ વેચનારની દુકાનો છે.

**ભદ્રનું બજાર**—અહીં ગાંધીની, સરૈયા, અને માળી અને હિંદુ-મુસલમાનો માટે ભઠીઆરખાનાં, મેવા અને મિઠાઈની દુકાનો છે. આ **ખાસ-બજારમાં શુક્રવારે** ગુજરી ભરાય છે.

**ત્રણદરવાજાનું બજાર**—અંગ્રેજી દવા, કાચનો સામાન પુસ્તકો, ઘોડાનો સામાન, બુટ, અને કટલરી સામાન વેચનારની દુકાનો છે.

**જુમામસીદ પાસેનું બજાર**—કાપડ, ટોપીઓ, કટલરી સામાન, અને બીજી પરચુરણ ચીજો વેચનારાની દુકાન છે.

**પાનકોરનાકે**—અંગડીબજાર, લોખંડનો સામાન, બુકસેલરો, બુટ બનાવનારા, સુતારી કામની, દરજીઓ, અને બીજી પરચુરણ દુકાનો છે.

**રીચીરોડપર**—ચોપડીઓ વેચનારા બુકસેલરો, ઘડિઆળીઓ, સોના રૂપાના તૈયાર દાગીનાની સ્ટોલો, કાપડ, મિઠાઈ અને પરચુરણ દુકાનો છે

**માણેકચોકમાં**—સોનારૂપાની, ઝવેરીઓની; શેર બજાર, કંસારા, તૈયાર કાપડ, અને શરાફબજારો; શાક, સોનું રૂપું ગાળવાની વગેરે દુકાનો છે.

**રતનપોળમાં**—સોના રૂપાના તૈયાર દાગીનાના સ્ટોલ, કાપડ, સાલ્લા-બજાર, ખાદી મારકીટ તથા બીજી પરચુરણ દુકાનો છે.

રતનપોળના નાકે માણેકચોકમાં જતા રસ્તા ઉપર મેવાવાળા અને રેશમી અને સુતરાઉ કાપડના વેપારીઓ વગેરેની દુકાનો છે.

**કંદોઈઓળમાં**—કંદોઈબજાર, લોઢાનું બજાર, ગાંધીબજાર, અને કાગદી બજાર છે. અહીં પટવા દાગીના ગાંઠવાનું પણ કામ કરે છે.

**ચાંલ્લાઓળમાં**—અહીં રસવાનું-ઢોળ ચઢાવવાનું, ઓપવાનું અને બૈરાંનાં કપડાં શીવણનું કામ થાય છે, અને ચાંલ્લા અને સ્ત્રીઓને કપાળે લગાવવાની આડો પણ બને છે, અને મળે છે.

**ચુડગરઓળ**—અહીં સ્ત્રીઓ માટેના હાથીદાંતના ચુડા, ચુડી વગેરે વહેરનારની દુકાનો છે.

**પાંચકુવા દરવાજા બહાર**—કાપડ અને કકડાનાં બજારો, અને બીજી પરચુરણ દુકાનો છે.

**કાળુપુર દરવાજા બહાર**—દાણા, સાકર, રેવડી, એરંડા, કપાસીઆ, અને ચોખા બજારો, મસ્કતીકાપડમારકીટ, મિઠાઈ અને બીજી પરચુરણદુકાનો છે.

**સ્ટેશનનું બજાર**—હોટલો, વીશીઓ, પરચુરણ કંસારા અને પરચુરણ સામાનની દુકાનો છે.

**દિલ્હી દરવાજા બહાર**—ઘી, ગોળ, કાપડ, અનાજ અને કરિઆણાનાં બજારો છે.

**સારંગપુર દરવાજા બહાર**—લાકડાંનું બજાર, અને બીજી પરચુરણ દુકાનો છે.

**આસ્ટોડિઆ દરવાજા બહાર**—ઢોરનું બજાર અને બીજી પરચુરણ દુકાનો છે.

**મિલો**—શહેરમાં પહેલવહેલી મિલ રા. બ. રણછોડલાલે સને ૧૮૬૦ માં, તે પછી રા. બ. બેચરદાસ અંબાઈદાસ લશ્કરીએ, અને શેઠ મનસુખભાઈ ભગુભાઈએ સ્થાપી હતી. તે પછી શેઠ મંગળદાસ ગીરધરલાલે અને શેઠ અંબાલાલ સારાભાઈ તરફથી કેટલીક મિલો અને બીજી કેટલીક શેઠીઆઓએ સ્થાપી છે. હાલમાં લગભગ ૧૦૦ મિલો ચાલે છે. ઇંગ્લાંડમાં મિલોનું શહેર માનચેસ્ટર છે તેવું હિંદુસ્તાનનું માનચેસ્ટર અમદાવાદ શહેર ગણાય છે.

**ઓઇલ મિલો:**—એરંડા વગેરે તેલી પદાર્થો પીલવા માટેની ગુજરાત ઇન્ડસ્ટ્રિઅલ, સરસ્વતી, રાજનગર, અને સ્વદેશી એ પાંચછે.

**બેંકો**—ધંધાની ઉથલપાથલ ઘણી થતી હોવાથી વેપાર માટે

નાણાંની આપલેનું કામકાજ બેંકોમાં થાય છે. **અમદાવાદમાં** આવી સાત બેંકોએ ઓફિસો ઉઘાડી છે, તેમજ પેટાશાખાઓ પણ ખોલેલી છે.

ઇમ્પિરિઅલ બેંક (બે શાખા); ઇંડિઆ (બે શાખા); બરોડાબેંક (ત્રણ દરવાજા પાસે), જૈનબેંક (**માણેકચોકમાં**) ઇન્ડસ્ટ્રિઅલ બેંક (ત્રણ શાખા), **સેંટ્રલબેંક** ઓફ ઇંડિઆ (**રી**ચીરોડ), **ધી બોમ્બે** સેન્ટ્રલ **કોઓ**-પરેટિવ (**મા**ણેકચોક).

**સ્ટોર્સ**—દેશી કાપડ વગેરે માલ વેચવા માટે ગુજરાત, **ભર**-તખંડ અને **અમદાવાદ** સ્વદેશી સ્ટોર્સ હતા. તે બધા બંધ થયા **છે.**

**છાપખાનાં**:—ચોપડીઓ, વર્તમાનપત્રો વગેરે છાપવા માટે શહેરમાં ૫૦ ઉપરાંત છાપખાનાં છે. તેમાં ડાયમંડ જ્યુબિલિ, **પ્રજા**-બંધુ, ગુજરાતી પંચ, **સૂર્ય**પ્રકાશ, **આદિત્ય**, વસંત વગેરે પ્રેસોમાં સારૂં કામ થાય છે. તેમાં પુસ્તકો ઉપરાંત **વર્તમાનપત્રોમાં દૈનિક**–**સંદેશ**, પ્રભાત, **આઠવાડિક**–**પ્રજા**બંધુ, ગુજરાતીપંચ, **નવજીવન**, **હિંદી** નવજીવન, **યંગ**ઇંડિઆ; **પોલિટિકલ** ભોમીઓ, ગુજરાત વર્તમાન **અને** કાઠિઆવાડ સમાચાર, **જૈન** એડવોકેટ. **માસિક**–**બુદ્ધિ**પ્રકાશ, ગુજરાત-શાળાપત્ર, **વૈદ્ય**કલ્પતરુ, **પોલિટિકલ** ભોમીઓ, **સુન્દરી** સુબોધ, **ભાગ્યો**-દય, **સેવક**, વસંત, **કુમાર**, **સ્ત્રી**બોધ, બડાયતામિત્ર, **મોક્ષ**પત્રિકા, કડવા-વિજય, કર્મવીર, **નાગર**–ઉદય, **ભાવસાર** શુભેચ્છક, **શ્રી**માળી શુભેચ્છક, **શ્રી સ્વામિનારાયણ**, **વેપારી** જગત, **ખેતીવાડી** વિજ્ઞાન, **જૈન**, **સાબર**-મતી, **પ્રસ્થાન**, **હિતેચ્છુ** વગેરે પ્રગટ થાય છે, તેથી જાત જાતની દેશ પરદેશની ખબરો મળે છે; અને તેથી છાપવાનો ઉદ્યોગ ચાલે **છે.**

**ટાઇપફાઉન્ડરિઓ**—છાપખાનામાં વપરાતા ટાઈપ તૈયાર કરવા માટેનાં **શાહ**પુરમાં બે કારખાનાં છે. તેમાં જુના ઘસાઈ ગયેલા ટાઇપો ગાળી નાખી, નવા ટાઈપો પાડે છે.

**પરચુરણ કારખાનાં**:—આ સિવાય **સાબુ**, **બટન**, **સોડા**-**વોટર**, **બ્રશ**, **દૂધ**માં મલાઈ કાઢવાની **ડેરી**–**સંચા** વગેરે ધંધાનાં કારખાનાં કેટલાક કરે છે, અને સુતરાઉ કાપડ રંગવા અને છાપવાનું કામ છીપા, અને ભાવસારો કરે છે.

**ખેતીની પેદાશ**—શહેરની આસપાસનાં ખેતરોમાં અને ગામડામાં ખેતીમાં બાજરી, મગ, મઠ, ચોળા, અડદ, વગેરે ધાન્ય પાકે છે. આ સિવાય બાગાયત મોલમાં શાકભાજીમાં વેંગણ, દૂધી, ભીંડા, કારેલાં, ગિલોડાં, પાપડી, ગવારફળી, આરીઆં, અળવી, કોળું, મૂળા, મોગરી, બટાટા, મેથી, વગેરે જુદીજુદી ઋતુમાં થતાં શાકભાજી; આદુ, હળદર, લસણ, મરચાં, ધાણા, જીરૂં વગેરે મસાલા થાય છે, અને તે શહેરમાં જથાબંધ વેચાય છે, અને છત પ્રમાણે પરગામ ચઢે છે.

**ફળફળાદિ**—શિઆળામાં **શેરડી, સીતાફળ, બોર, જામફળ**, વગેરે; ઉનાળામાં **કેરી, તડબુચ, ટેટી, રાયણ, ફાલસાં, પપૈયા** વગેરે, અને **ચોમાસામાં** દાડમ, જાંબુ વગેરે ફળ થાય છે.

ગટરના મેલા પાણીથી પણ શાકભાજી, ફળફળાદિ પકવે છે.

**વ્યવહારનાં સાધનો-૧ રસ્તા**—શહેર અને પરાંમાં ધમધોકાર વેપાર ચાલતો હોવાથી માલ લાવવા લઈ જવા તથા લોકોને જવા આવવા માટે મુખ્ય મુખ્ય રસ્તાઓ તથા પેટા રસ્તાની સડકો પાકી બાંધી છે, અને બંધાતી જાય છે, શહેરના રસ્તા સાંકડા અને વાંકાચુકા છે. રસ્તાઓ કેટલાક તેને લગતા વિભાગ કે નામીચા મથક મકાન કે કોઈ નામીચા પુરુષના નામપરથી ઓળખાય છે. અને ૧૮૮૦ પછીથી કેટલાક નવા રસ્તા **રીચીરોડ, રીડરોડ, એલિફન્ટરોડ** કાઢેલા છે. હવે પછી નવો રસ્તો **કાળુપુરરીલીફ**રોડ કાઢવાનો છે.

**શાહપુરથી સાબરમતી** નદી ઉપર એક નવો ત્રીજો વિશાળ પૂલ **લોકોની સરળતા** ખાતર બાંધવાનું ઠર્યું છે.

શહેરમાં મુખ્ય રસ્તો **ભદ્રથી સ્ટેશન** સુધી જાય છે. વચ્ચગાળે તે ઘણો સાંકડો છે. તેનો કેટલોક ભાગ **માણેકચોક, રીચીરોડ**, રીડરોડ અને **ચાર** રસ્તા કહેવાય છે.

**વાહનોઃ--ભદ્રથી** સ્ટેશન સુધી ભાડાની **મોટરો** ચાલુ દોડે છે. વળી એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવા માટે ભાડાની **ઘોડાગાડીઓ** અને **મોટરો** પણ મળે છે.

માલ લાવવા લઈ જવા માટે અને શહેરમાંનો કચરો ઉપાડવા માટે **મોટરલોરી** દોડે છે, તે સિવાય **મારવાડી મજુરો હાથ** વડે લારીમાં અને બોજાઓ ગાડાં, ઊંટ, ગધેડાં અને પોઠી મારફતે માલ લાવે છે અને લઈ જાય છે.

**દીવાબત્તી:**—મુખ્ય તેમજ નાના રસ્તાઓ ઉપર રાત્રે **વીજળી** લાઈટ થાય છે, પોળો અને ખડકીઓમાં અજવાળા માટે ફાનસો મૂકેલાં છે. **વીજળીની** બત્તીનું જોડાણ લોકોએ દુકાનો અને ઘરમાં પણ કરી લીધું છે. આવું જોડાણ છાપખાનાં અને બીજાં કારખાનામાં કરવાથી પણ લોકોની સગવડતામાં વધારો થયો છે.

૨ રેલવે-૧ **બી. બી. એન્ડ. સી. આઈ** એ રેલવે નડિઆદ, **આણંદ, વડોદરા, ભરૂચ, સુરત** અને **મુંબઈ** સુધી જાય છે, તેથી આ શહેર ગુજરાત, દક્ષિણમાં **પુના, મદ્રાસ**; પૂર્વમાં **ખાનદેશ, માળવા**, અને ઠેઠ **બંગાળા** સુધી વેપાર ખેડી શકે છે. આ રેલવેને **અમદાવાદ વીરમગામ** સુધી લંબાવી છે તેથી તે કાઠિઆવાડની રેલવે સાથે જોડાયાથી શહેરનો કાઠિઆવાડ સાથે પણ વેપારી સંબંધ જોડાયો છે.

**આર. એમ.** (રાજપુતાના **માળવા**) **રેલવે:—અજમેર, મારવાડ, રજપુતાના** અને ઠેઠ **દિલ્હી** સુધી જાય છે, તેથી ઉત્તર **હિંદમાં** દિલ્હી, **પંજાબ** અને ઉત્તરના દેશો સાથેનો વેપાર ખેડી શકાય છે.

**શાખા રેલવે લાઇનો:**—૧ **અમદાવાદ પ્રાંતીજ રેલવે:—** **અસારવા, દહેગામ, તલોદ, પ્રાંતીજ, હિંમતનગર**, ઈડર થઈ **ખેડબ્રહ્મા** સુધી જાય છે; તેથી ઈડર અને **મોડાસા** મારફતે ડુંગરપુર વગેરે સાથે વેપારી સંબંધ જોડાયો છે.

**૨ અમદાવાદ ધોળકા ધંધુકા રેલવે:—એલિસબ્રિજ, સરખેજ**, ધોળકા, ધંધુકા થઈ હવે છેક કાઠિઆવાડ સુધી જાય છે.

**૩ તાર અને પોસ્ટઓફિસો**—આ શહેરનાં વ્યવહારનાં સાધનોમાં મુખ્ય ભાગ પોસ્ટ ઓફિસો પણ લે છે. પત્રવ્યવહાર માટે અગત્યતા પ્રમાણે **ભદ્ર** આગળ **મોટી હેડ પોસ્ટ ઓફિસ** છે, અને તેના તાબાની શહેરમાં રીચીરોડ, રીડરોડ, રાયપુર, કાંકરીઆ,

ખાડીઆ, કાલુપુરચકલા, રેલવેપુરા, દિલ્હીગેટ, ઘીકાંટારોડ, **શાહપુર**, **જમાલપુર**, **આસ્ટોડિયા**, **પાંચકુવા**, **શાહીબાગ**, કેમ્પ વગેરે સોળ સબ ઓફિસો છે, તેમજ જાહેર રસ્તા ઉપર વચ્ચે વચ્ચે લેટરબોક્સો મૂકેલી છે. સ્ટેશન ઉપર રેલવે પોસ્ટ ઓફિસ પણ છે. **ભદ્ર**ની મોટી ટપાલ ઓફિસમાં દેશપરદેશની બધી ટપાલ છૂટે છે, અને તે **શહેરમાં** પોસ્ટમેનો મારફતે વહેંચાય છે. આથી સંદેશા અને પત્રવ્યવહાર વગેરે માટે સરળતા થઈ છે. હાલમાં ત્રણ લાખ રૂ. ના ખર્ચે **સલાપોસરોડ** પર ફડાકાના બંગલાની સામે હેડ પોસ્ટઓફિસ માટે નવું મકાન બંધાય છે.

**તારઓફિસ:—ભદ્ર**ના મુખ્ય દરવાજા નજીક સરકારી તાર ઓફિસ છે; તે મારફતે શહેરમાં તારના સંદેશા મળે છે. તેમજ પર-દેશ ખાતેના જાય છે. આ સિવાય તારનું જોડાણ શહેરમાંની રેલવે-પુરા, વગેરે પોસ્ટ ઓફિસો સાથે પણ કરેલું હોવાથી તારના સંદેશા પહોંચાડવાની ઘણીજ સુગમતા થઈ છે.

**ટેલિફોન**—શહેર વિસ્તારમાં લાંબું હોવાથી એક સ્થળેથી બીજે સ્થળે વેપાર, કામકાજ સંબંધમાં સહેલાઈથી વાતચીત કરી શકાય તેમજ શહેરમાં કંઈ અકસ્માત્ બનાવ બને તે વખતે તરતજ જેને તેને ખબર મળી જાય માટે શહેરમાં અને શહેર બહાર તેમજ **અમદાવાદ મુંબઈ** સુધીનું ટેલિફોનનું પણ સીધું જોડાણ કરેલું છે, તેથી વેપારીઓ વગેરે મુંબઈ સુધી વેપાર અને ઇચ્છેલા માણસ સાથે વાત કરી લે છે.

**મ્યુનિસિપાલિટિ** ( શહેરસુધરાઈ ખાતું ):—શહેરનો વહીવટ **મ્યુનિસિપાલિટિ** કરે છે. તે (ઇ. સ. ૧૮૫૭માં સ્થપાઇ છે.) શહેરના રહેવાસીઓ તરફથી પસંદગી પામી નિમાયલા—લોકનિયુક્ત લાયક અને આબરૂદાર ૪૮ પ્રતિનિધિઓ અને સરકારથી નીમેલા ૧૨ સખશો સાથે મળીને ૬૦ સભાસદો શહેરનો કારભાર ચલાવે છે. આ ગૃહસ્થો **મ્યુનિસિપલ કાઉન્સિલર** કે **સભાસદો** કહેવાય છે, તેમાં ૪૮ રૈયત તરફના કે લોકનિયુક્તમાં ૩૬ **હિંદુ**, ૧૦ **મુસલમાન** અને ૨ **પારસી** છે.

**મ્યુનિસિપાલિટિની ફરજઃ**—શહેરમાં રસ્તા બંધાવી દુરસ્ત અને સાફ રખાવવાનું, રાત્રે દીવાબત્તી કરવાનું, શહેરમાં ચોકખું પાણી પુરૂં પાડવાનું, મેલા પાણીનો નિકાલ કરવાનું, કેળવણી આપવા માટે શાળાઓ ચલાવવાનું, દર્દીઓને દવા આપવા માટે દવાખાનાં, શીળી ટાંકવા માટે શીતળાખાતું ચલાવવું, શહેરમાં આગ લાગે તો તે હોલવવાનું, શહેરમાં કોહેલાં, સડી ગયેલાં શાક પાન, ફળફળાદિ વેચાતાં અટકાવવાનું, શહેરનો કચરો, વગેરે દૂર કરાવવાનું, જાજરૂ સાફ રખાવવાનું વગેરે કામ કરવા માટે જોઈતો ખર્ચ વસુલ કરવા માટે લોકો પાસેથી કર લે છે. હાલમાં રેલવે મારફતે બહાર ગામથી શહેરમાં આવતા માલ પર **જકાત** લેવાય છે: તેથી દરવાજે દરવાજે નાકાં રાખી જકાત લેવાતી હતી તે બંધ કરી તમામ નાકાં ઉઠાડી દીધાં છે.

**ન્યાયખાતું**—શહેરમાં બનતા ગુન્હા ચુકવવા માટે **ઓનરરી ન્યાયાધીશ**ની કોર્ટો છે, તે મારફતે શહેરમાં બનતા ગુન્હાના ચુકાદા થાય છે. આ સિવાય બીજી સરકારી કોર્ટો **ભદ્ર**માં છે, તેમાં લહેણુ-દહેણુ, મારામારી વગેરે તકરારનો માજિસ્ટ્રેટો ઇન્સાફ ચુકવે છે.

**પોલીસખાતું**:—ફોજદારી ફરિયાદોનો નિકાલ માજિસ્ટ્રેટો તેમના અધિકાર પ્રમાણે કરે છે. શહેરમાં બનતા ચોરી, મારામારી, ખુન, વગેરે ગુન્હા ન બને તેની સંભાળ રાખે છે, અને તે માટે ઠેકાણે ઠેકાણે અમુક ડિવિઝન પાડી તે લત્તામાં **પોલીસ સબ ઇન્સ્પેકટર** નીમેલા છે. શહેરમાં બનતા ગુન્હાની પોલીસ નોંધ પ્રથમ **ગાયકવાડની હવેલી**માં **પોલીસ સબ** ઇન્સ્પેકટર કરે છે, પછી કોર્ટમાં તે કેસ રજુ થાય છે. પોલીસ સબ ઇન્સ્પેકટરોના ઉપરી જિલ્લાના **પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ** છે. **સિટિ** પોલીસ દિલ્હીદરવાજા બહાર પોલીસ લાઇન કે જે **ભીલ** પલ્ટણ કહેવાય છે ત્યાં રહે છે.

**કેળવણીખાતું**:—શહેરમાં ગુજરાતી, ઉર્દુ, **અંગ્રેજી** અને **સંસ્કૃત** ભાષાનું શિક્ષણ આપવા માટે શાળાઓ, કોલેજો પાઠશાળાઓ **તેમજ** ધર્મનું શિક્ષણ આપવા માટે ધાર્મિક શાળાઓ પણ છે.

શહેરમાં પ્રાથમિક કેળવણી આપવા સંબંધનો વહીવટ મ્યુનિ-

સિપાલિટિ, મ્યુનિસિપલ સ્કૂલબોર્ડના ચેરમેન, એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર અને સુપરવાઈઝરોની મદદથી કરે છે. બધી મળીને ૧૦૦ ઉપરાંત સ્કૂલો છે, અને તેમાં ૧૫૦૦૦ છોકરાં કેળવણી લે છે. શહેરમાં ફરજિઆત કેળવણી દાખલ થાય તો બીજાં ૧૬૦૦૦ છોકરાં વધે તેમ છે.

મ્યુનિસિપાલિટિ હસ્તક ચાલતી પ્રાથમિક ચોથા ધોરણ સુધીની ગુજરાતી ૮૭ દિવસની ને ૬ રાત્રિશાળાઓ મળી ૯૩ છે, અને ઉર્દુ ૨૦ શાળાઓ છે.

ધોરણ ૫ થી ૭ સુધી શિખવનારી ગુજરાતી ૩ અને ઉર્દુ ૧ મળી ચાર વર્નાક્યુલર હાઇસ્કૂલો છે. બધી પ્રાથમિક શાળાઓમાં શુમારે ૧૫૦૦૦ છોકરા કેળવણી લે છે.

મિશનરી તરફથી ચાલતી ૩ ગુજરાતી શાળાઓમાં ૬૦૦ છોકરા ભણે છે.

**મજુર શાળાઓ**—બધી ૨૩ છે. તેમાં આઠ દિવસની અને ૧૫ રાત્રિની છે. સાથે થોડી કન્યાઓ પણ ભણે છે. તેમાં ૧૨૭૦ છોકરા અને ૩૦ છોકરીઓ મળી ૧૩૦૦ છોકરાં ભણે છે. આ શાળાઓ મજુર મહાજન તરફથી, મિલ માલેકોએ એકઠા કરેલા તિલક સ્વરાજ્ય ફંડના વ્યાજમાંથી તેમજ મહાજનના ફંડમાંથી ચાલે છે.

આ સિવાય શહેરમાં બીજી ગામઠી, ખાનગી રાષ્ટ્રિય શાળાઓ અને મિલોમાં મિલમજુરોનાં છોકરાં માટે પણ કેટલીક શાળાઓ ચાલે છે.

**કન્યાશાળાઓ**—વનિતાવિશ્રામની શાળાઓ, શ્રાવિકાશાળા, ગંગાબાઈ, પ્રધાનબાઈ; હરકોરશેઠાણી, દિવાળીબાઈ, શેઠ મગનભાઈ કરમચંદ અને રણછોડભાઈની કન્યાશાળાઓ; પારસી ગર્લ્સ સ્કૂલ, અન્જુમને ઇસ્લામ કન્યાશાળા, ૬ મિશન કન્યાશાળાઓ અને બીજી ૨૦ મ્યુનિસિપલ કન્યાશાળાઓ, મજુર કન્યાશાળામાં ૮૦૦ અને બીજી કન્યાશાળામાં મળીને શુમારે ૩૦૦૦ બાળાઓ કેળવણી લે છે.

**કન્યા કોલેજો**—સ્ત્રી શિક્ષકો તૈયાર કરવા માટે મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કોલેજ, મિશન જનાના ટ્રેનિંગ કોલેજ, વીમેન હાઇસ્કૂલ, મહિલા વિદ્યાલય અને મહિલા પાઠશાળા ( ફિમેલ હાઇસ્કૂલ અને કોલેજ ) કે જે પ્રોફેસર કર્વેની સ્ત્રીઓ માટેની પુનાની યુનિવર્સિટિના બંધારણ મુજબ ચાલે છે તેની સાથે વનિતાવિશ્રામ છે, તે ખાટીઆ દેશાઈની પોળમાં છે.

**અંગ્રેજી શાળાઓ**—અંગ્રેજી કેળવણી આપવા માટે શહેરમાં સરકારી તથા ખાનગી ૮ હાઇસ્કૂલો અને બીજી કોલેજો છે.

મુખ્ય સરકારી **આર. સી.** ( રણછોડલાલ છોટાલાલ ) હાઇસ્કૂલ, અને પ્રોપ્રાયટરિ હાઇસ્કૂલ એ બે મુખ્ય છે. તે

સિવાય જે૦ એલ; મોડેલ, સિટિ, ટ્યુટોરિઆલ એ હાઇસ્કૂલો છે. તેમાં અંગ્રેજી સાત ધોરણ સુધી શિખવાય છે. સરકારી હાઇસ્કૂલને અંગે અંગ્રેજી પહેલાં ત્રણ ધોરણ શિખવનારી એક મિડલ સ્કૂલ છે.

કન્યા કેળવણી માટે **વીમેન** હાઇસ્કૂલ છે. તે **મહાલક્ષ્મી ફિમેલ** ટ્રેનિંગ કોલેજના મકાનમાં **લેડી** સુપરિન્ટેન્ડેન્ટની દેખરેખ નીચે ચાલે છે.

**કોલેજો—અંગ્રેજી** ઉંચી કેળવણી આપવા માટે **ગુજરાત કોલેજ** છે, તે સાથે **સાયન્સ કોલેજ, સિડનહામ લાયબ્રેરિ** અને **જ્યોર્જ ફિફ્થહોલ** જોડેલાં છે. આ સંસ્થાઓ સર **ચિનુભાઈએ** બંધાવી છે.

ગુજરાતમાં પુરૂષ શિક્ષકો તૈયાર કરવા માટે **પ્રેમચંદ રાયચંદ** મેલ-ટ્રેનિંગ કોલેજ અને ઉર્દૂ ટ્રેનિંગ સ્કૂલ છે.

**ખ્રિસ્તી ધર્મશિક્ષણની કોલેજ—સાયન્સ** કોલેજ સામે એ મિશનરી ધાર્મિક કેળવણીની સંસ્થા છે.

**સંસ્કૃત અને જ્યોતિષ શાળાઓ:—શ્રીનગર અમદાવાદ** સંસ્કૃત પાઠશાળા **ભાઈશંકરભાઈની**, બહેચરદાસ અને **સ્વામિનારાયણની** સંસ્કૃત પાઠશાળાઓ, અને જોશી ઉત્તમરામ દલસુખરામ, **ગિરિજાશંકર હરિશંકરની જ્યોતિષ** પાઠશાળાઓ છે.

**બહેરાં મુંગાંની શાળા:—**એ **પાંચકુવા** રસ્તાપર નમુનેદાર શાળા છે.

**વ્યાયામશાળા—અખાડા—**શહેરમાં રાષ્ટ્રિય શાળાઓ, હાઇસ્કૂલો, ટ્રેનિંગ કોલેજો, કોલેજોમાં કસરતશાળાઓ છે, તેમાં શારીરિક કેળવણી અપાય છે. '**ગુજરાત વ્યાયામ મંડળ**' હસ્તક ચાલતા અખાડા છે. તેમાં **સારંગપુરનો** અખાડો જોવાલાયક છે

**લાયબ્રેરિઓ—પુસ્તકાલયો:—**શહેરમાં વાંચન માટે ખાસ પુસ્તકશાળાઓ સ્થપાએલી છે. તેમાં મુખ્ય લાયબ્રેરિઓ નીચેની છે.

**હીમાભાઈ** લાયબ્રેરિ (ભદ્ર સામે,) **આપારાવ ભોળાનાથ** લાયબ્રેરિ (રાયપુર દરવાજા બહાર) **રીચીરોડપર દાદાભાઈ નવરોજજી, મણિલાલ રણછોડલાલ, સારંગપુરમાં ભાઈશંકર નાનાભાઈ**, રાયપુરમાં **વીરચંદ દીપચંદ**, દરીઆપુરમાં **મિત્રમંડળ, કાળુપુરમાં** હમીદીયા કે **લાલા લજપતરાય**, અને ઇડરીઆ ચકલામાં **લક્ષ્મીપ્રસાદ, શંભુપ્રસાદ** અને **ત્રણ દરવાજા** પાસે યંગમેન **મોહમેડન** એસોશિએશન. એ **લાયબ્રેરિઓ** છે.

**દવાખાનાં—મ્યુનિસિપાલિટિ** તરફથી ૮ દવાખાનાં **રેવાબાઈ** ડિસ્પેન્સરિ, **જમાલપુર, એ૦ જી૦ હવા, શાહપુર, અસારવા,**

સરસપુર, રાજપુર, આ સિવાય રણછોડલાલ હોમ મેડિકલ રિલિફ ઇન્સ્ટિટયુશન, એ સંસ્થા છે. ત્યાંના ડૉકટર ઘેર ઘેર ફરી બહાર જઈ ન શકે તેવાં અપંગ અને ગરીબ દર્દીઓને તેમને ઘેર જઈ દવા આપે છે. અને સરકાર તરફથી સિવિલ હોસ્પિટલ ચાલે છે, તેમાં આંખનું દવાખાનું અને સુવાવડ ખાતાના હોલો એ બન્ને ખા૦ બ૦ નવરોજી વકીલે બંધાવેલા છે.

આ સિવાય બહેચરદાસનું દવાખાનું, રણછોડલાલનું, સ્ત્રીઓ માટે વિકટોરિઆ જ્યુબિલિ, રેવાબાઈ સુવાવડખાતું. શેઠ માણેલાલ મગનલાલનું મફત દવાખાનું, ગાંડાની હોસ્પિટલ, ઢોરોનું, પતીયાંનું એ દવાખાનાં છે.

**શીતળા-વેકિસનેશનખાતું** શહેરમાં શીળી ટાંકવાનું કામ શીતળા ડૉકટરો-વેકિસનેટરો, વેકિસનેટરઇન્સ્પેકટરની દેખરેખ નીચે કરે છે.

**ધર્મશાળાઓ—** ૧ રેલવે સ્ટેશન સામે-રેવાબાઈ ધર્મશાળા, સ્ટેશન આગળ મુસલમાનોને ઉતરવા આમીના મસીદનું મુસાફરખાનું છે.

**સ્ટેશનથી સાકરબજારના રસ્તે—**શેઠ મણિલાલ રણછોડદાસ મેન્શન્સ વિશ્રામભુવન, તથા શેઠ હરિવલ્લભ મૂળચંદની ધર્મશાળા.

**સ્ટેશનથી સારંગપુરના રસ્તે—**શેઠ મગનલાલ કરમચંદની અને ભાટીઆની. **પાંચકુવા જવાના રસ્તે—**લલ્લુભાઈ કરસનદાસની, અને ઈશ્વરલાલ ઓાછવરામની. **કપાસીઆ બજારમાં—**આગાખાન બિલ્ડિંગ.

**રતનપોળ-મરચીપોળમાં—**શેઠ દલપતભાઈ ભગુભાઈની ધર્મશાળા.

**મિરજાપુરમાં—** દિગંબર જૈનોની ધર્મશાળા,અને પારસી અગિઆરી.

**શાહપુરમાં—**શેઠ રણછોડલાલ છોટાલાલની ધર્મશાળા.

**શાહપુર નાકા આગળ—**ગ્રાન્ડ હોટેલ, તેમાં યુરોપીઅનો ઉતરે છે.

આ સિવાય ઘણે ઠેકાણે ધાર્મિક મંદિરો, આશ્રમો, અપાસરા, અખાડા, મસીદો વગેરે છે. ત્યાં સાધુ, સંત. ફકીરો અને નિર્ધનો થોડો વખત વિશ્રાંતિ લઈ તે બાંધનારાને આશીર્વાદ આપી વિદાય થાય છે.

**વાડીઓ—**ઘીકાંટા પાસે શેઠ મગનલાલ કરમચંદની અને પાનાભાઈની, દશાપોરવાડ મેશ્રી વાણીઆની, પાનકોરનાકે ઘાંચીની, બ્રહ્મચારીની (તેમાં શાન્તિભુવન થીએટર છે,) વાડીઓ છે; મિરજાપુરમાં બાકરઅલીનો વંડો, શાહપુરમાં અને પ્રેમદરવાજા પાસે તાણીઆ મહાજનની વાડીઓ, દાણાપીઠમાં ફુદીઆની, જમાલપુર જતાં ભગુભાઈ નો વંડો અને દશાનાગરની વાડી, હાળની પોળમાં, દશાડીસાવાળ વાણીઆની, શાકમારકીટ અને

હાજાપટેલની પોળમાં વીસા શ્રીમાળીની, ટંકશાળ પાસે વીસાપોરવાડ મેશ્રી વાણીઆની, રીચીરોડ પાસે રાવતની વાડીઓ છે તેમાં ત્રીજો શેરબજાર છે, ખાડીઆમાં નાગરોની, પાંચકુવા પાસે કડીઆ, રંગરેજ; અને કંસારાની, દોલતખાનામાં ઔદીચ્ય બ્રાહ્મણોની, સુતારની અને દરજીની વાડીઓ છે, અને કાળુપુરમાં ગજીઆણીવાળા મહાજનની અને તરગાળાની વાડીઓ છે.

**છાત્રાલયો**—સત્યાગ્રહાશ્રમ, વૈશ્યસભા, જમાલપુર જતાં રસ્તે જૈનશ્વેતામ્બર મૂર્તિપૂજક બોર્ડિંગ, દિગંબર જૈન બોર્ડિંગ, સરખેજ રોડપર કડવા પાટીદાર બોર્ડિંગ છે. સિવાય લેઉવા પાટીદાર, ઔદીચ્ય, ખડાયતા, સાઠોદરા, શ્રીમાળીની એ બોર્ડિંગો; માધવલાલ હોસ્ટેલ છે.

**અનાથાશ્રમો**—મહીપતરામનું, બેરોનેટ ચીનુભાઈનું, કાગડાપીઠનું.

**બાગ**—વિક્ટોરિઆગાર્ડન, ટેમ્પલ ગાર્ડન, નગીના વાડીનોબાગ, માધુબાગ, દિલ્હી દરવાજા બહાર પેન્ટરબાગ, શાહીબાગ, ચીનાબાગ.

**નાટકશાળાઓ ( થીએટરો )**:-આનંદભુવન (ઘીકાંટે સિવિલ હોસ્પિટલની બાજુએ), શાંતિભુવન (ઘીકાંટે બ્રહ્મચારીની વાડીમાં), ભારતભુવન (ઘીકાંટે ગેટ સામેની ગલીના નાકે), મારતર (શેઠ મગનલાલની વાડી સામે), ગેઈટી (વલંદાની હવેલી સામે),

**સીનેમા**-વિકટર (ગેઈટીથીએટરમાં), ક્રાઉન, ઇંગ્લિશ, મુન, સીનેમા ડી ફ્રાન્સ ( રીચીરોડપર ) નોવેલ્ટી ( આનંદભુવન થીએટરમાં ), કોહીનુર ( રેલવે સ્ટેશન સામે ) એ સ્થળ છે.

**ચોઘડિઆં**—પાદશાહના હજીરામાં, પીરમશાહના રોજામાં અને સ્વામિનારાયણના મંદિરમાં નિયમસર ચોઘડિઆં વાગે છે.

**શ્મશાનગૃહો**—દૂધેશ્વરમાં મુક્તિસદન, જમાલપુરમાં ભાઈશંકર નાનાભાઈનું, સોમનાથ ભૂધરભાઈનું અને શાહપુરમાં જૈનોનું ઉંચ વર્ણના હિંદુઓ માટેનું શાન્તિસદન, વગેરે છે.

**વલંદાનું કબરસ્તાન** અને **પારસીઓનું દખમું** પણ કાંકરીઆથી પશ્ચિમે થોડે દૂર છે.

## પુરવણી.

### શહેરમાંનાં જોવા લાયક પ્રખ્યાત સ્થળો.

**રીડરોડ**—રેલવે સ્ટેશન, રેવાબાઈ ધર્મશાળા, મસ્કતી મારકીટ,

મોતીલાલ હીરાભાઈ મારકીટ, રણછોડલાલ છોટાલાલ દવાખાનું, જ્યુબિલિ હોસ્પિટલ, ટેલિફોન ઓફિસ, પાંચકુવા મારકીટનો ફુઆરો.

રીચીરોડ—પાંચકુવાની વાવ, ઇંગ્લિશ સીનેમા, દાદાભાઈ લાયબ્રેરિ, શેઠ મણિલાલ રણછોડલાલ લાયબ્રેરિ, બાલા હનુમાન, મહાવીર સ્વામિનું દેરાસર, પોસ્ટઓફિસ, વલંદાની હવેલી, સેંટ્રલબેંક, જુમામસીદ, ત્રણ દરવાજા.

ભદ્ર—ભદ્રકાળીમાતા, હેડ પોસ્ટઓફિસ, આજમખાનનો મહેલ, સ્મોલકોઝ કોર્ટ, શેસનકોર્ટ વગેરે કોર્ટો; તારઓફિસ, મિડલસ્કૂલ, હીમાભાઈ લાયબ્રેરિ, અલેફની મસીદ, ટેમ્પલબાગ, કારંજ, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ, પ્રેમાભાઈ હોલ, ઓરિએન્ટલ વીમા કંપનિ, પી૦ ધનજીશાહનું સોડાનું કારખાનું, ભદ્રનો કિલ્લો, કિલ્લામાં કલોકટોવર, એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, એન્જિનીઅર, તાલુકદારી સેટલમેંટ, સિટિ માજિસ્ટ્રેટ, સબ રજિસ્ટ્રાર અને કલેકટરની ઓફિસો, ઇમ્પિરિઅલબેંક, ગુજરાત ક્લબ અને રાણીની મસીદ છે,

એલિફંટરોડ—વિકટોરિઆગાર્ડન, બહેચરદાસની મિલ, અંગ્રેજોનું દેવળ, મિશન સ્કૂલ,, સસ્તુંસાહિત્યવર્ધકકાર્યાલય. સંસારસુધારા હોલ, પ્રાર્થનાસમાજ મંદિર, પ્રેમચંદ રાયચંદ મેલ ટ્રેનિંગ કોલેજ, સ્ત્રીલાયબ્રેરિ, પારસી અગિઆરી, મ્યુનિસિપાલિટિ–કોઠો, દાણાપીઠુ.

માણેકચોક—પાદશાહનો હજીરો, રાણીનો હજીરો, માણેકનાથની મઢી, મણિલાલ રણછોડલાલનો ફુઆરો, શેરબજારનો હોલ, બહુચરાજીનું મંદિર, મશાણીઆ હનુમાન, શાકમારકીટ, તિલકમેદાન છે.

ખાડીઆ—હાટકેશ્વર મહાદેવ, વનિતાવિશ્રામ, પોસ્ટઓફિસ.

સારંગપુર—રણછોડજી અને દ્વારકાનાથજીનાં મંદિરો, ભાઈશંકર નાનાભાઈ લાયબ્રેરિ અને રેવાબાઇનું દવાખાનું છે.

રાયપુર—મદનગોપાળની હવેલી, વીરચંદ દીપચંદ લાયબ્રેરિ, મોરલીધરનું મંદિર, છબીલા હનુમાન, અને પોસ્ટઓફિસ છે.

આસ્ટોડિઆ—દસ્તુરખાનની મસીદ, રાણી સિપ્રીની મસીદ.

જમાલપુર—ગાયકવાડની હવેલી, કાચની મસીદ, મ્યુનિસિપલ દવાખાનું, અને પોસ્ટઑફિસ છે.

ખાનપુર—એક પત્થરની મસીદ, શાહ વઝીરૂદ્દીનનો રોજો.

ઝવેરીવાડ—પાંજરાપોળ, જૈન દેરાસરો, શેઠ દલપતભાઈની ગંગાબાઇ જૈન કન્યાશાળા, અને સ્વામિનારાયણ મંદિર છે.

દરીઆપુર—અચરતલાલ વૈરાગીનું અન્નસત્ર અને તે ઉપરનું કલોકટાવર, શેઠ ગળદાસે બંધાવેલો વાવડખાતાનો હોલ, પ્રેમદરવાજે જનાવરોની ( વેટરનરિ ) હોસ્પિટલ, સર્જ્યુદાસ મહારાજનું મંદિર અને મિત્રમંડળ લાયબ્રેરિ છે.

ઈડરીઆ—રણછોડલાલ છોટાલાલ હાઇસ્કૂલ, બેચરદાસ દવાખાનું, લક્ષ્મીપ્રસાદ શંભુપ્રસાદ લાયબ્રેરિ, પોસ્ટઑફિસ છે.

શાહપુર—રોકડીઆ હનુમાન, શેખ હુસેન અહમદચીસતીની મસીદ, ઓલીઆની મસીદ, રણછોડલાલ છોટાલાલ મીલ, ઇલેક્ટ્રિસિટિ ઑફિસ અને કારખાનું, અને પોસ્ટઑફિસ છે.

મિરજાપુર—નગરશેઠનો બંગલો, ઇન્ડસ્ટ્રિઅલ બેંક. ભીડભંજન હનુમાન, અંબાલાલ સારાભાઈનો બંગલો, મજુરઑફિસ, અને પારસી ધર્મશાળા, ટેલિફોન ઑફિસ, ગ્રાંડ હોટેલ, માઉન્ટકેરમલ સ્કૂલ, રોમન કેથોલિક ખ્રિસ્તી દેવળ છે.

ઘીકાંટા—પીરમદશાહનો રોજો, સિવિલ હોસ્પિટલ, આનંદભુવન. ( તેમાં નોવેલ્ટી સીનેમા ) શાંતિભુવન, મારતર. અને ભારતભુવનનાં થીએટરો, જેસીંગભાઈની અને શેઠ મગનલાલ કરમચંદની વાડીઓ, મજુર હોસ્પિટલ અને પોસ્ટઑફિસ.

કાળુપુર—સક્કરખાનની મસીદ, અંબાજી, રણછોડજી અને મદનમોહનજીનાં મંદિરો, હમીદીયા કે લાલા લજપતરાય અને દશાપોરવાડ યુવક મિત્રમંડળ લાયબ્રેરિઓ, ગોસાંઈજીનું મંદિર, કલોકટાવર.

અસારવા—દાદાહરિની વાવ, માતર ભવાનીની વાવ, આચાર્યજીની બેઠક, શ્રીનાથજીનું મંદિર, નીલકંઠ મહાદેવ, અસારવા સ્ટેશન.

સરસપુર—અંબાજીનું મંદિર, સરસપુરની દક્ષિણમાં મલેક

**સાબાન**નું તળાવ અને **નરસિંહજી**નું મંદિર, **પોસ્ટઓફિસ**, શેઠ **મણિ**-લાલ **મગનલાલ** જેચંદનો વિશાળ બંગલો અને બાગ છે.

**ગોમતીપુર**—નરસિંહજીનું મંદિર, શેઠ **રણછોડલાલ** ગીરધરલાલના મહાદેવ, **ઓવરબ્રિજ**, રામકૃષ્ણ, ગોમતીપુર વગેરે મિલો છે.

---

## શહેરના દરવાજા બહાર જોવા જેવાં સ્થળો

---

**ગણેશબારીના દરવાજા બહાર**—**માણેકબુરજ**, **એલિસ**-બ્રિજ, **સાબરમતી** નદીની સામે પાર **માણેકનાથ**નું સ્થાનક, ગુજરાત કોલેજ, **સાયન્સ** કોલેજ, ગુજરાત વિદ્યાપીઠ-**મહાવિદ્યાલય**, પુરાતત્ત્વમંદિર, અને શેઠસાહુકારોના બંગલા, **માણેક આઇસ** ફેક્ટરિ.

**ખાનપુર દરવાજા બહાર**—નદીમાં શહેરનાં તાબુત ઠંડાં કરે છે.

**શાહપુર દરવાજા બહાર**—કાગળનું કારખાનું, ડિસ્ટેલરિ, **શાન્તિસદન સ્મશાનગૃહ**.

**દિલ્હી દરવાજા બહાર**—માધુપરૂં, હઠીસીંગનું દહેરૂં અને વાડી, સામે ગાંડાંની (મેન્ટલ)હોસ્પિટલ દૂધેશ્વર જતાં **મોતી** મસીદ, **ચીના**બાગ, દૂધેશ્વર મુક્તિસદન**સ્મ**શાનગૃહ, **ચીનુ**ભાઈ શિવાલય, વોટરવર્ક્સ-પાણીની ટાંકી, દૂધેશ્વરનો ઓવારો; સામે કાંઠે **સત્યાગ્ર**-હાશ્રમ, **માધવલાલ** હોસ્ટેલ, દરીઆખાનનો ઘુમટ, **પોલીસ** લાઇન (**ભીલ** પલ્ટણ), **ભીમ**નાથ અને ખડગધારેશ્વર. **શાહી**બાગ, સર **ચીનુ**ભાઈનો બંગલો, **સાબરમતી** રેલવેપૂલ, **સાબરમતી** જેલ: **સા**-બરમતી સ્ટેશન, **કાંપ**, **કાંપ**ના **હનુમાન** વગેરે.

**દરીઆપુર દરવાજા બહાર**—**હડીપરૂં**, **બારડોલપરૂં**, **બિ**-લાડીનો બાગ, અહીંથી રસ્તો **કાંપ**માં જાય છે. **હરિવલ્લભ** **મૂળ**-ચંદની, **માણેકચોક** અને બીજી મિલો છે.

**પ્રેમ દરવાજા બહાર**—**આટા**મિલ, અને **મનસુખભાઈ**ની મિલો છે, અહીંથી **અસારવા** અને **આચારજી**ની બેઠકે જવાય છે.

**કાળુપુર દરવાજા બહાર**—દાણાપીઠું, **સાકર** બજાર; **કપા**-સીઆ, **એરંડા**નાં અને **રેવડી** બજારો; **મસ્કતી** **મારકીટ**, વગેરે.

**પાંચકુવા દરવાજા બહાર**—પાંચકુવા કાપડ મારકીટ, કાપડની દુકાનો, પોલીસગેટ, ફ્રેનીબન્દાનું મોટું હોટેલ રણછોડલાલ અને જ્યુબિલિ હોસ્પિટલો અને પોસ્ટઓફિસ છે.

**સારંગપુર દરવાજા બહાર**—માધુ-માધવબાગ, મીઠાની વખાર. માધુભાઈ મિલ, ધ્રૂજતા મિનારા, સરસપુર અને ગોમતીપુર જતા રસ્તા, ગોમતીપુર પાસે નરસિંહજીનું મંદિર અને લાકડાંની લાટીઓ છે.

**વડનીગેટના દરવાજા બહાર**—મહીપતરામ અનાથાશ્રમ, આટામીલ, અને મોતીલાલ હીરાભાઈની મિલ છે.

**રાયપુર દરવાજા બહાર**—કામનાથનું શિવાલય, આપારાવ ભોળાનાથ લાયબ્રેરિ. કોટનમિલો, દિવાસળી મિલ, વહોરાઓનો રોજો, કાંકરીઉં અને નગીનાવાડી, અને બળીઆકાકાનું સ્થાનક, શુશકર અને હૈડકી એ બે તળાવો, વલંદાનું કબરસ્તાન, મણીપુર છે. વળી પારસીઓનું દખમું છે, ત્યાં જવાનો તેમણે કરેલો પાકો રસ્તો છે.

**આસ્ટોડિઆ દરવાજા બહાર**—કાગડાપીઠ-રગતપતીયાનું દવાખાનું, ઢોરોના શુક્રવારનું બજાર, નવાપુરા બહુચરાજી, શાહઆલમનો રોજો, ચંડોળા તળાવ છે. અહીંથી લાંભા, જેતલપુર, બારેજા અને નવાગામ જવાય છે.

**જમાલપુર દરવાજા બહાર**—જગન્નાથનું મંદિર, જૈન દેરાસરો, કેલિકો મિલ; બહેરામપુર, સોમનાથ ભૂધર અને સપ્તર્ષિના એ ત્રણ ઓવારા, ગટરનું કારખાનું, સુએજફાર્મ, શ્મશાનગૃહ, શાહવાડી, ધોળકા અને પીરાણા જવાનો માર્ગ છે.

**ખાનજહાન દરવાજા બહાર**—ખ્રિસ્તીઓનું કબરસ્તાન છે.

**રાયખડ દરવાજા બહાર**—નદી કાંઠે છીપા કપડાંને રંગ દેવાનાં કપડાં ધુએ છે. રાયખડથી આજમખાનના દરવાજા સુધી નદીકાંઠે ગાયકવાડની હવેલીની દિવાલ છે.

---

# દસક્રોઇ તાલુકાની ભૂગોળ.



અમદાવાદ શહેર દસક્રોઈમાં છે, આ તાલુકાની હદ શહેરની આસપાસ દશકોશ–દશ ગાઉ ફરતી આવેલી હોવાથી **દશકોશી** અથવા દશક્રોઈ કહેવાય છે.

દસક્રોઈ તાલુકાની ઉત્તર દક્ષિણ લંબાઈ ૨૯ માઇલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ ૨૧ માઇલ છે. આ તાલુકાની રાજ્યવ્યવસ્થા માટે

**ઉત્તર દસક્રોઈ** અને **દક્ષિણ દસક્રોઈ** એવા બે ભાગ પાડેલા છે. તેમાં ઉત્તર **દસક્રોઈ**નું ક્ષેત્રફળ ૧૯૨ ચો. માઇલ અને વસ્તી ૩,૫૦,૨૭૫ માણસની; તેમાં **અમદાવાદ** શહેર ૧ અને ૮૫ ગામો છે અને દક્ષિણ દસક્રોઈનું ક્ષેત્રફળ ૨૧૫, ચો૦ મા૦, ૬૯ ગામ અને વસ્તી ૬૩,૬૯૯ માણસની છે. બન્ને ભાગોની વસ્તી ૪,૧૩,૯૭૪ છે, તેમાં ૨,૭૦,૯૧૪ માણસની વસ્તી તો **અમદાવાદ** શહેરની છે.

**સીમા**—ઉત્તરે ગાયકવાડનો કડી પ્રાંત, દક્ષિણે **ખેડા** જિલ્લો અને **ધોળકા** તાલુકાનો કેટલોક ભાગ, પશ્ચિમે **સાણંદ** તાલુકો અને પૂર્વે ગાયકવાડી મુલક છે.

**કુદરતી વિભાગઃ**—ઉત્તર તરફનો ભાગ ઉંચો છે, જમીન રેતાળ અને ગોરાડુ છે. દક્ષિણ તરફનો ભાગ નીચો છે. જમીન ઘણા ભાગે કાળી છે.

**કુદરતી દેખાવ**—આ તાલુકો, એકંદર સપાટ, ઝાડપાનથી ભરપુર અને આંખને રમણીય લાગે તેવો છે. આ તાલુકાની જમીન ઉત્તરથી દક્ષિણ તરફ વહેતી નદીઓથી ચીરાએલી છે; અને નદીઓના પૂરથી ફળદ્રુપ બને છે.

**ડુંગરા**—આ તાલુકામાં ડુંગરો નથી, પણ **ઓઢવ**, **પાલડી મિરોલી**, **વસઈ**, **વીંઝોલ** વગેરે ગામો પાસે રેતીની નાની નાની ટેકરીઓ આવેલી છે, ઉત્તર તરફનો ભાગ ઉંચાણવાળો અને દક્ષિણ તરફનો નિચાણવાળો છે.

**નદીઓઃ—સાબરમતી, ખારી** અને **મેશ્વો** એ ઉત્તર દસક્રોઈમાં અને **સાબરમતી** અને **ખારી** દક્ષિણ દસક્રોઈમાં વહે છે.

**સાબરમતી**—(૨૦૦ માઈલ)—એ **અંબાજીના** પવિત્ર ધામથી થોડે દૂર **આરાવલી** પહાડમાંથી નીકળી **ખંભાતના** અખાતમાં પડે છે. તે કળિયુગમાં પવિત્ર મનાય છે. તેના કાંઠે **અમદાવાદ** શહેર અને નજીક **ખડ્ગધારેશ્વર**, **ભીમનાથ**, **નારાયણઘાટ**, **દૂધેશ્વર** અને **સપ્તર્ષિ** એ પવિત્ર સ્થળો અને **અચીએર**, **કોચરબ**, **પાલડી**, **વાડજ** એ ગામો આવેલાં છે.

આ નદી ગુજરાતમાં સૌથી મોટી છે, અને તે ઈશાનથી નૈૠત્ય તરફ વહે છે, રેલ આવે છે, ત્યારે તેના ભાઠામાં કાંપ ઠરે છે, તેથી જમીન રસાળ બને છે. કોઇવાર રેતીના થર પણ પથરાય છે ત્યારે જમીન નકામી બને છે. ભાઠામાં સકરટેટી, તરબુચ, બટાટા, શેરડી, તમાકુ, એરંડા, શાકભાજી વગેરેનો પાક સારો થાય છે. સાબરમતીની સકરટેટી વખણાય છે.

**ખારી** ( ૧૦૫ માઇલ )–એ **પ્રાંતીજ** તાલુકાની ઉત્તરેથી નીકળી **સાબરમતીને** મળે છે. તેના કાંઠે **સાણોદા**, રાયપુર, **વહેલાલ**. ભુવાલડી, ગામડી, અને **વાંચ** આવેલાં છે.

એનું પાત્ર છીછરૂં અને સાંકડું છે. તે **ધામતવાનની** આગળ દક્ષિણનો ઢાળ લઈ **મેશ્વોને** મળી જવાનું વલણ કરે છે, તેથી વચ્ચે માટીનો બંધ બાંધી તેમનો સંગમ થતો અટકાવવામાં આવેલો છે.

**મેશ્વોઃ**—**મહીકાંઠા** નજીકના ડુંગરામાંથી નીકળી ખેડા જિલ્લામાં **વાત્રકને** મળે છે, એનું પાત્ર સાંકડું પણ ખારીથી પહોળું છે, અને તે દસક્રોઈ તાલુકાની પૂર્વે વહે છે. તેના કાંઠે **ચાંદીઅલ** અને **વડોદ** છે.

**તળાવો**—કાંકરીઉ, **ચંડોળા**, વસઈટેંક, **મલેક સાબાન** એ ચાર મોટાં અને બીજાં નાનાં છે.

**વસઈટેંક**—એ છપનાંઆ દુકાળમા સવા માઇલ ઘેરાવાનું દુકાળીઆનાં દુઃખનિવારણ અર્થે **વસઈ** ગામ પાસે ખોદાવ્યું છે, તેમાં **ખારીનું** પાણી **કાંસ** વાટે લઈ શકાય છે. બીજાં તળાવોનું વર્ણન પહેલાં અપાયેલું છે.

**કુવાઃ**—આ તાલુકામાં કુવા ઘણા છે, તેથી ખેતીના કામમાં તેના પાણીનો ઉપયોગ થાય છે.

**કાંસ**—ખારીમાંથી **રાયપુર** પાસેથી કાંસ કાઢી **રાયપુર**, **આગાસણ**, **મુઠીઆ**, **નરોડા** પાસે થઈ **ચંડોળા** તળાવમાં પાણી એકઠું થાય છે, ત્યાંથી **વટવા** થઈ દક્ષિણ **દસકોરશીમાં** જાય છે. આ કાંસની આસપાસનાં ગામોમાં કાંસ ઉપરનાં ખેતરોમાં પાણી પુરૂં પાડે છે. આ પાણીથી શેરડી અને ડાંગરના પાકને સારી મદદ મળે છે. કાંસ વાટે પાણી પુરૂં પાડનારૂં સરકારી ખાતું **ઇરીગેશન** કહેવાય છે.

**આબોહવા**—વરસની **શિઆળો**, **ઉનાળો**, **ચોમાસું** એ ત્રણ ૠતુઓ છે.

**શિઆળામાં** ટાઢ વિશેષ પડે છે. કોઈવાર **હિમ** પડે છે, અને ખેતીના પાકને નુકસાન કરે છે, આ ઋતુમાં ઘઉં, ચણા, તમાકુ, જવ, સરસવ, શેરડી, એરંડી, કપાસ પાકે છે. **નવેંબરથી ફેબ્રુઆરિ** સુધી **શિઆળો** રહેછે.

ઉનાળામાં તાપ ઘણો પડે છે. આ ઋતુમાં કેરી, રાયણ, સકરટેટી, મહુડાં, વગેરે થાય છે. કુવાના પાણીથી કેટલેક સ્થળે કાંગ, ચણો વગેરે પકવે છે, **માર્ચથી જૂન** સુધી ઉનાળો રહે છે.

**ચોમાસામાં** વરસાદ સરેરાસ ૩૦ ઇંચ સુધી વરસે છે. આ મોસમમાં ધાન્ય, કપાસ, કઠોળ વગેરેનું વાવેતર થાય છે.

રેતાળ જમીનને લીધે સુખાકારી સારી રહે છે. દશક્રોસીમાં કાંસ પાસેના ડાંગરના પાકવાળાં ગામોમાં વનસ્પતિના કોહાણથી **મેલેરિઆ** તાવનો ઉપદ્રવ થાય છે.

**ખેતીની પેદાશ**—હલકી જાતની રેતાળ જમીનમાં મુખ્ય પાક બાજરીનો છે. ગોરાડુ જમીનમાં કપાસ અને તમાકુ, કુવાના પાણીથી ઘઉં, જવ, વરિઆળી, રાજગરો, જીરું, આદુ, મરચાં, લસણ, ધાણા અને શાકભાજી વગેરે પકવે છે.

દશક્રોશીમાં મુખ્ય પાક ડાંગરનો છે. તેમાં કમોદ ડાંગર ઉત્તમ છે.

**નદીના ભાઠામાં** બટાટા, સકરટેટી. તડબુચ, વગેરે પાકે છે.

કેટલાંક ગામોમાં શેરડીનો પાક થાય છે. તેનો ગોળ બનાવે છે, તેમાં **હીરાપુરનો** ગોળ વખણાય છે.

આ તાલુકામાં ફળાઉ ઝાડો આંબા, રાયણ, મહુડા, બોરડી છે.

**ખનીજ**:—મરડીઆ કાંકરા **સાબરમતી** અને **મેશ્વો**ના પાત્રમાંથી નીકળે છે. તેને પકવી **ચુનો** પાડે છે. તે ઘર બાંધવામાં ખપ આવે છે, તે સિવાય બીજા ખનીજ પદાર્થો આ તાલુકામાં નથી.

**જાનવરો**:—ગ્રામ્યપશુઓમાં ખેતી માટે **બળદ** મુખ્ય છે. કેટલાક પાડાને પણ ઉપયોગમાં લે છે. ભેંસ, ગાય, બકરાં, ઘેટાં, એ દૂધ, ઘી માટે ઉછેરે છે. સિવાય ઊંટ, ગધેડાં અને પોઠી ભારબરદારી માટે, અને ઊંટ અને ઘોડાં સવારી માટે ઉછેરે છે.

અમદાવાદમાં ઘોડા, બળદ, અને ગાયોનું પ્રદર્શન ફેબ્રુઆરિ કે માર્ચ માં દર વરસે ભરાય છે. તેમાં ઉંચી જાતના જાનવરના પાળકને કમિટિ તરફથી ઇનામ અપાય છે.

જંગલી પ્રાણીઓમાં શિઆળ, સસલાં, હરણ, શાહુડી, વરૂ વગેરે નજરે પડે છે.

**પક્ષીઓ**:—મોર, પોપટ, કાગડા, કબુતર, ચકલી, કાબર, તેતર, ગીધ, સમડી, ઘુવડ, વગેરે અનેક જાતનાં ચિત્રવિચિત્ર પક્ષીઓ જોવામાં આવે છે.

**હુન્નર-ઉદ્યોગ**:—ગામડામાં જાડું સુતરાઉ કાપડ ઢેડ વણકરો વણે છે. **અમદાવાદ**માં સુતર અને કાપડ વણવાની ૧૦૦ ઉપરાંત મિલો છે. વળી શહેરમાં હાથવણાટમાં રેશમી કસબી સાડીઓ, પિતામ્બર, મુગટા, રેશમી ધોતીજોટા અને ચલોડા, મશરૂ, ગજીઆણી, કસબી મોળીઆં, અંબર. તોઈ, ફીત વગેરે બને છે, અને વેચાય છે. **અમદાવાદ**માં **કાંકરીઆ** તળાવ પાસે **દીવાસળી**નું કારખાનું છે, અને **શાહપુર**માં દેશી કાગળ બનાવવાનાં કારખાનાં છે.

કંસારા તાંબા પિત્તળનાં અને લુહાર લોખંડનાં વાસણો બનાવે છે.

પત્થર કોતરકામની કારીગરી માટે **અમદાવાદ** જુના વખતથી જાણીતું છે.

ગરીબ લોકો નાળિએરનાં છોડાંની કાથી અને સરકટમાંથી મુંજનાં દોરડાં અને મુંજ બનાવી વેચે છે.

તેલીબીઆં પીલવાનાં, આટો-લોટ દળવાનાં, ડાંગર ખાંડવાનાં, કપાસ લોઢવાનાં, પિત્તળનાં વાસણો બનાવવાનાં અને રંગાટીનાં **અમદાવાદ** શહેરમાં ઘણાં કારખાનાં છે.

દૂધ સંચામાં પીલીને તેમાંથી **ક્રીમ** અથવા **મલાઈ** અને **માખણ** કાઢવાનાં કારખાનાં શહેર અને આસપાસનાં ગામડાંમાં છે.

**વેપાર**:—દશક્રોશીમાં મુખ્ય વેપાર ધાન્ય, તેલીબીઆં, કપાસ, તમાકુ. સુતર અને કાપડનો છે. આગગાડી નહોતી ત્યારે **અમદાવાદ**થી **ધોલકા**, **પ્રાંતીજ**, અને કુહા થઈ કપડવંજ તરફ શહેરનો અને આસપાસનો કાચી સડકો વાટે માલ આવતો અને જતો હતો.

**વેપારનાં સાધનો: ૧ રસ્તાઃ**—કાચી સડકો અને પાકી સડકો એક બીજા ગામો અને શહેર સાથે સંબંધ ધરાવતા ધોરી માર્ગો ઉપર છે.

**અમદાવાદથી ધોળકા, બારેજા, નરોડા, સાણંદ, સરખેજ, કુહા** વગેરે સ્થળો વચ્ચે કાચી સડકો બાંધેલી છે. તે માર્ગે ગાડાં વાટે ગામડાંનો માલ ધાન્ય, તેલીબીઆં, કાઠી, ઘી, રૂ, વગેરે આવે છે, અને કાપડ, ગોળ, ખાંડ, કાટમાલ, વગેરે માલ જાય છે.

રેલવે—૧ **બી. બી, એન્ડ સી, આઇ** ( મુંબઈ, વડોદરા એન્ડ સેંટ્રલ ઇંડિઆ ) રેલવેને લીધે છેક દક્ષિણમાંથી પુના, કોલાપુર, મુંબઈ, સુરત, **આણંદ**, ગોધરા, **નડિઆદ** તરફનો જથાબંધ માલ આવે જાય છે.

**તાપ્તીવેલી** રેલવેથી ડાંગ જંગલનો, **ગોધરા રતલામ** રેલવેથી ધાન્ય, ઇમારતી સાગ, તેમજ જળાઉ લાકડાં પુષ્કળ આવે છે. **નડિઆદ કપડવંજ** રેલવે અને બીજી નાની નાના રેલવે થવાથી પણ માલ આવે જાય છે.

**બી. બી. એન્ડ સી. આઈ** રેલવેને **વીરમગામથી** વઢવાણ સુધી લંબાવી છે, અને વઢવાણથી **ભાવનગર** અને કાઠિઆવાડ તરફ જતી રેલવે સાથે તે જોડાય છે. તેથી કાઠિઆવાડનો માલ છૂટથી આવે જાય છે.

૨ **રાજપુતા માલવા રેલવે** મારફતે રાજપુતાના, ઉત્તર ગુજરાત, ઉત્તર હિંદુસ્તાનનો દિલ્હી, **અજમેર** વગેરે સ્થળેથી માલ આવે જાય છે.

૩ **અમદાવાદ પ્રાંતીજ** રેલવે મારફતે **પ્રાંતીજ**, મોડાસા, હિંમતનગર, ઇડર અને ખેડબ્રહ્મા તે તરફની સરહદના ડુંગરોનો માલ **અમદાવાદ** આવે છે, અને **અમદાવાદનો** માલ તે તરફ જાય છે.

**દસક્રોઈ** તાલુકામાં અને **આસપાસ** ઉપલી રેલવે આવેલી હોવાથી વેપાર અને મુસાફરીની સરળતા થઈ છે.

૪ **અમદાવાદ ધોળકા ધંધુકા રેલવે** મારફતે ધોળકા, અને **ભાલ**-પ્રદેશનો માલ આવે જાય છે. અને કાઠિઆવાડમાં જવાય છે.

૩ **વાહનો**—શહેરમાં અને શહેર આસપાસનાં ગામડાં વચ્ચે હાલમાં **મોટરો** ચાલે છે. સિવાય ઘોડાગાડી, બળદગાડી, **એકા**, ગાડાં, ઘોડાં, અને ઊંટ મારફતે લોકો મુસાફરી કરે છે.

શહેરમાં **લોરી મોટર** મારફતે તેમજ શહેરમાં અને ગામડાં-માંથી ગાડાં, ઊંટ, ગધેડાં અને પોઠી મારફતે માલ આવે જાય છે.

૪ **પોસ્ટ અને તાર ઓફિસો**—**અ**મદાવાદ શહેરનો દેશાવર સાથે વેપાર વધતો જતો હોવાથી સંદેશા પહોંચાડવા માટે જ્યાં જ્યાં જરૂર જણાઈ, ત્યાં ત્યાં તે સ્થળની અગત્યતા પ્રમાણે નાની મોટી પોસ્ટ ઓફિસો ખોલી છે, તેમજ તાર ઓફિસનું જોડાણ પણ કરેલું છે.

**અ**મદાવાદ શહેરમાં હેડ પોસ્ટ ઓફિસ છે. તેના તાબાની **સબ** પોસ્ટ ઓફિસો **અ**મદાવાદ શહેરમાં તથા મોટાં ગામોમાં છે; **અને** તેના તાબામાં બીજાં તેથી નાનાં ગામોમાં **ગ્રામ્ય** પોસ્ટ ઓફિસો ખોલેલી છે. તેનું કામ ઘણે ભાગે નિશાળના મહેતાજી પાસે હોય છે.

પોસ્ટ ઓફિસોમાં કાગળો વહેંચવા અને દેશાવર મોકલવા, મનીઑર્ડર, પારસલ, સેવિંગબેંક, વગેરે કામકાજ થાય છે.

**તાલુકાના વિભાગો**:-દસક્રોસી એટલે **દસક્રોઈ** આ તાલુકાનો **અ**મદાવાદ શહેરની ઉત્તર દિશામાં આવેલો ભાગ. **ઉત્તર દસક્રોઈ** અને દક્ષિણ દિશામાં આવેલો **દક્ષિણદસક્રોઈ** એવા બે ભાગ હાલમાં પાડેલા છે. તેથી **દસક્રોઈ**ને બદલે હવે એ બે તાલુકા જુદા ગણાય છે.

આ **ઉત્તર** દસક્રોઈમાં **અ**મદાવાદ શહેર અને ૮૫ ગામો છે. **અને દક્ષિણ દસક્રોઈ** તાલુકામાં ૬૯ ગામો છે. તેનો વહીવટ **મામ-લતદાર** કરે છે, ગામનો વહીવટ **તલાટી** કરે છે,

**સૂચના**:—આ બન્ને તાલુકાની ભૂરચના, આબોહવા, પેદાશ. વેપાર, ખનીજ, વગેરે બાબતોમાં મળતાપણું હોવાથી તેનું **વર્ણન દસક્રોઈ** તાલુ-કાના સામાન્ય વર્ણનમાંથી શિખવવું.

# ઉત્તર દસક્રોઈ તાલુકો.

**ક્ષેત્રફળઃ**—૧૯૩.૭ ચો. માઇલ ( ૧૨૩૯૬૫ એકર ) છે. તેમાં **અમદાવાદ** મ્યુનિસિપાલિટિનું ક્ષેત્રફળ ૮.૭ ચો. માઇલ ( એકર ૫૫૦૪–૨૫ ગુંઠા )છે. **અમદાવાદ** શહેર ૨.૩૮૫ ચો. માઇલ. (એકર ૧૫૨૬–૭ ગુંઠા ): **સરસપુર** ગામ.૦૭૭ ચો. મા. ( એકર ૪૯–૧૮ ) અને પરાં ૬.૧૩૯ ચો. મા. ( ૩૯૨૯ એકર ) મળી **અમદાવાદ** મ્યુનિસિપાલિટિ બનેલી છે અમદાવાદ મ્યુનિસિપાલિટિ સિવાય ઉત્તર દસક્રોઈનું ક્ષેત્રફળ ૧૮૫ ચો. માઇલ છે.

**વસ્તીઃ**—૩,૫૦,૨૭૫ માણસની છે. તેમાં **અમદાવાદ** શહેર આવે છે. જેની વસ્તી, ૨,૭૦,૯૧૪ માણસની છે, તે જતાં બાકી ૮૫ ગામોમાં ૭૯,૩૬૧ માણસની વસ્તી છે. તેથી સરેરાસ ઉત્તર દસક્રોઈનું વસ્તીનું પ્રમાણ દર ચો૦ માઇલે ૪૨૯ માણસનું આવે છે.

**નદીઓ**—**સાબરમતી** અને **ખારી.**

**સાબરમતી** ( ૨૦૦ માઇલ )—અરાવલીના ડુંગરમાંથી નીકળી ઉત્તરથી દક્ષિણમાં વહી ખંભાતના અખાતમાં પડે છે. તેના પર **અમદાવાદ, અચીએર,** કોચરબ, **પાલડી,** વાડજ વગેરે છે.

**ખારી** ( ૧૦૫ માઇલ )—એ **સાબરમતીને** મળે છે. તેના પર રાયપુર, વહેલાલ, ગામડી, વગેરે ગામો છે. તેનું પાણી કેટલીક વાર ચંડોળા તળાવમાં લેવાય છે.

**રેલવેસ્ટેશનોઃ—અમદાવાદ, સાબરમતી, ખોરજ ખોડીઆર; એલિસબ્રિજ, સરખેજ, મોરૈયા, આમલીરોડ; અસારવા, નરોડા,મેદરા,**

**મુખ્ય ગામોઃ**—નરોડા, અડાલજ, ઉવારસદ, **સરખેજ, કોચરબ, અચીએર;** ગોમતીપુર, **નિકોલ, ચાંદખેડા: સૈજપુર.** વળાદ, **રાયપુર, કોબા, વાડજ, ઓગણજ,** વગેરે.

## જાણવાલાયક સ્થળો.

**અમદાવાદ શહેર:**—એ ગુજરાતની રાજધાનીનું મુખ્ય શહેર છે. અહીં સુતરાઉ, રેશમી અને કસબી કાપડ સારૂં થાય છે.

**નરોડા:**—ત્યાં વૈષ્ણવી '**મહાપ્રભુજીની બેઠક,**' **જૈનદહેરૂં** અને ાા માઇલ છેટે **ધનુષધારી** માતાનું સ્થાન છે. **અષાડી** પુનેમે માતાનો મેળો ભરાય છે. ગામમાં પત્થરની વાવ જોવા લાયક છે.

**અડાલજ:**—એ **ખોડીઆર** સ્ટેશનેથી બે માઇલ છેટે છે, ત્યાં મોટી સુંદર પત્થરની જુની વાવ જોવા લાયક છે તે '**અડાલજની વાવ**' એ નામ જાણીતી છે. તેમાં સુંદર કોતરણી કામ છે. તે પાંચ લાખ રૂપીઆના ખર્ચે વેણ રાજાની કુંવરી, કલોલના વાઘેલા રાજા **વારાસહની** રાણી રૂડાંએ સવાચારસો વર્ષ પર બંધાવી હતી. ગુજરાતમાં એવડી મોટી સુંદર વાવ એકે નથી.



સરખેજનો રોજો.

**સરખેજ**:—અહીં **અમદાવાદ** વસાવનાર સુલતાન **અહ-મદ** ૧ લાના દોસ્ત શેખ **અહમદખતુ** ગંજબક્ષની કબર અને રોજો છે. તેની પાસે સુલતાન **મહંમૂદ** બેગડો, તેનો શાહજાદો અને બેગમની કબરો છે. તેની કોતરણી ઘણી ઉમદા છે. **'સરખે-જનો રોજો'** પોણા પાંચસો વર્ષ ઉપર બંધાવ્યો છે. સુલતાન **મહંમૂદ** બેગડો અહીં ઘણીવાર રહેતો. તેથી તેણે ગંજબક્ષની કબર પાસે વિશાળ તળાવ અને સુંદર મહેલ બંધાવ્યો હતો. તે ભાગ ભાગીતુટી હાલતમાં છે. પહેલાં આસપાસ **ગળી** ઘણી નીપજતી તેથી ત્યાં વલંદાની કોઠી પણ હતી.

**ફતેહવાડી**:—સરખેજ પાસે એ ગામ છે.ત્યાં **મીરજાંખાનખાનાને** ગુજરાતના છેલ્લા સુલતાન **મુઝફર** ત્રીજા ઉપર આશરે ૩૫૦ વર્ષ ઉપર અહીં ફતેહ મેળવી હતી, તેથી તેનું **ફતેહવાડી** નામ રાખ્યું હતું. તે આખું ગામ જુના વખતના બાદશાહી બંગલા સાથે **નરીમાન** **કેકાવાલા**ની માલીકીનું છે.

**અચીએર**:—અહીંઆં ભાવસારોની વસ્તી છે. તેઓનું રંગાટી કામ, સાલ્લા, ગોદડાંનાં ખોળીઆં વગેરે સારૂં થાય છે અને વખણાય છે.

**ગોમતીપુર**:—એને પહેલાં **વેંગણપુર** કહેતા. તે **શામળ**કવિની જન્મભૂમિ છે. અહીં **નરસિંહજી**નું મંદિર છે.

**કુહા**:—અહીં **શંકરભાઈ**ની હવેલી જોવાલાયક છે.

**કોચરબ**:—આદુ, ડુંગળી, મેથી, બટાટા પાકે છે. ત્યાં **ઘોડી-કુવા**નો બાગ છે તેમાં સુંદર ફૂલો થાય છે.

**ઇનામી ગામો**:—**ઓગણજ**:–રા૦ બ૦ **રણછોડલાલ છોટા-લાલ**નું, **નિકોલ**–રા૦ બ૦ **ભોળાનાથ સારાભાઈ**નું, **વાસણા**–**શાહ-આલમ**વાળા સયદ **મુસામીઆં**નું, **વેજલપુર**–ગોસ્વામિ મહારાજનું છે.

આ ગામો સરકારની સારી નોકરી કર્યા બદલ ઇનામમાં મળેલાં અ-થવા તો વેચાણ લીધેલાં હોય; કોઈને દેવપૂજા માટે પણ મળેલાં હોય છે. એ ગામોની ઉપજ તે તે ગામના ઇનામદારો લે છે.

**પેદાશ**:—મુખ્ય પાક આ તાલુકામાં બાજરી, જુવાર, કઠોળ, ડાંગર એ ધાન્ય, શાકભાજી, અને શેરડીનો છે.

# દક્ષિણ દસક્રોઇ તાલુકો.

**ક્ષેત્રફળ** અને **વસ્તી**:—૨૧૬.૭ ચો. માઇલ (૧૩૮૬૮૫ એકર) છે. તેમાં ૬૯ ગામો અને વસ્તી ૬૩,૬૯૯ છે. તેથી વસ્તીનું પ્રમાણ દર ચો. માઇલે ૨૯૪ માણસનું આવે છે.

**નદીઓ—સાબરમતી,** મેશ્વા અને ખારી છે. **ખારી**–ઉપર ભુવાલડી, **વાંચ** વગેરે. **મેશ્વો**–ઉપર **ચાંદીઅલ, વડોદ** ગામો છે.

**રેલવેસ્ટેશનો**—વટવા અને **બારેજડી** છે.

**મુખ્ય ગામો**—વટવા, અને **બારેજા, જેતલપુર, અસલાલી, હીરાપુર** અને કાસીંદ્રા. ગીરમથા, કણભા, ઉવારસદ, **લાંભા, ભુવાલડી,** આ સિવાય છોટામહેમદાવાદ, **વહેલાલ, વીસલપુર,** ગામડી, **મીરોલી, વાંચ, હાથીજણ,** પાલડી, **રામોલ,** ધામતવાન, **મહીજડા, નાદેજ, ઓડ, વસાઈ** વગેરે.

**જાણવા લાયક સ્થળો**:—**વટવા**-અહીં બુરહાન-ઉદ-દીન કુત્બ-ઉલ-**આલમ** કે જે પ્રખ્યાત સન્ત **શાહઆલમ**ના પિતા હતા તેમની અને તેમના બીજા એક બેટાની એ બે કબરો છે. કબરની કોતરણી ઉત્તમ પ્રકારની છે. કબરો, તે ઉપરના રોજા, અને મસીદ જોવા લાયક છે. આ રોજો શુમારે ૪૭૫ વર્ષ ઉપર બંધાયો છે. **બાટવા** નામે રબારીએ એ સંતની સારી સેવા બજાવેલી, તેથી તેનું નામ રાખવા માટે સન્તે ત્યાં જે વસ્તી થઈ ગામ વસ્યું તેને **બટવા**-વટવા કહ્યું હતું. તેથી **વટવા** કહેવાય છે. તે ગામમાં **રાધાવલ્લભી** મંદિર છે. અહીં આંબા ઘણા છે, અને ત્યાંની કેરી વખણાય છે.

**અસલાલી, જેતલપુર, બારેજા**:—અહીં પાટીદારની વસ્તી વિશેષ છે. એ ગામોમાં પુષ્કળ ડાંગર **ચંડોળા** તળાવમાંથી પાણી લેઈ પકવે છે. **અસલાલીમાં** અમીનોની હવેલીઓ જોવા જેવી છે.

**જેતલપુર**—અહીં **સ્વામિનારાયણનું** મંદિર અને તળાવ જોવા લાયક છે. ત્યાં **અષાડ** સુદ ૧૧ એ **સામૈયો**-મેળો ભરાય છે. અહીં જુનો પડી ગએલો કિલ્લો છે.

**હીરાપુર** અને **કાસીંદ્રા**—એ બે ગામોમાં શેરડી પકવી **ગોળ** બનાવે છે. ગુજરાતમાં ઉંચી જાતનો માટલીઓ ગોળ અહીં બને છે.

**ગીરમથા**—એની પાસે **પીરાણાનો** રોજો છે તે જોવાલાયક છે. ઈરાની સૈયદ ઈમામશાહ શુમારે ૪૭૫ વર્ષ પર અહીં આવેલા. તે ચમત્કારોથી નામીચા થયા. ગુજરાતના સુલતાન **મહંમૂદ** બીજાની બેટી વેરે પરણ્યા હતા. તેના માનમાં એ રોજો બંધાવ્યો છે. અહીં ઈમામશાહ અને **બાકરશાહની** કબરો છે. **હિન્દુ** અને **મુસલમાન** બન્ને **પીરાણાને** માને છે, અહીંના મહન્ત **કાકા** કહેવાય છે. અહીં **રમઝાન**, **શ્રાવણ** અને **ભાદરવામાં** સુદી બીજે મેળા ભરાય છે. ચૈત્ર સુદી ૧ ના રોજ **હિંદુ** મુસલમાનોનો મોટો મેળો ભરાય છે.

**કણભા**—અહીં ગળીનો પાક થાય છે. ત્યાં **સ્વામિનારાયણ** અને **રામજી** મંદિરો છે. **ઉવારસદ**—એ મોટું ગામ છે.

**લાંભા**—અહીં **બળીઆકાકાનું** સ્થાનક ગામથી અડધા ગાઉ છેટે છે ત્યાં **અમદાવાદ** અને આસપાસમાંથી લોકો બાધા માટે આવે છે.

**ભુવાલડી**-**ગળી**, કરિઆતું, અને **વરિઆળી** વગેરે પાકે છે.

**ખોખરામહેમદાવાદ**—ત્યાં પડી ગયેલાં જુનાં ખંડેર છે.

**બારેજા**—ત્યાં ડાંગર સારી થાય છે. કમોદ ડાંગર વખણાય છે.

**ઇનામી ગામો**:—**ઈશનપુર**-શાહઆલમ વાળા સૈયદ **સાહેબનું** છે, ત્યાં નવરાત્રિમાં **માંડવી** નીકળે છે.

**સૈજપુર**—**કુંજાડ**-પાદશાહી દિવાનનાં છે.

**નારોલી**—શ્રીયુત **માવલંકરનું** છે.

**વાંચ**—**અમદાવાદ** શહેરના **કાજી** સાહેબનું છે.

**વસ્ત્રાલ**—**મુનસી** સાહેબનું છે.

**વટવા**—એ ત્યાંના **સૈયદ** **સાહેબનું** છે.

**પેદાશ**:—આ તાલુકામાં મુખ્ય પાક ડાંગરનો છે, અને તે બધા ગુજરાતમાં વખણાય છે. આ સિવાય શેરડી, વરિઆળી, ગળી, કરિઆતું, બાજરી, જુવાર, કઠોળ વગેરે ધાન્ય નીપજે છે.

---

# અમદાવાદ જિલ્લાની સામાન્ય ભૂગોળ.

આ જિલ્લો ગુજરાતમાં સૌથી મોટો અને ઉત્તરે આવેલો છે. એક જથે નથી.

**સીમાઃ**—ઉત્તરે ગાયકવાડનો કડી પ્રાંત અને **મહીકાંઠા** એજન્સિ; પશ્ચિમે કચ્છનું રણ અને કાઠિઆવાડનો **ઝાલાવાડ** પ્રાંત; દક્ષિણે **ભાવનગર** રાજ્ય, અને પૂર્વે **ખંભાતનો** અખાત. ખંભાત સંસ્થાન અને ખેડા જિલ્લો છે.

**ક્ષેત્રફળઃ**—૩૮૨૪ ચો. માઇલ અને **વસ્તી** ૮,૯૦,૯૧૧ માણસની છે. વસ્તીનું પ્રમાણ ચો. **માઇલે** ૨૩૩ માણસનું આવે છે. જિલ્લામાં કસ્બા અને વસ્તીવાળાં ૮૭૪ ગામો છે.

**ડુંગરોઃ**—ઈશાનમાં **મોડાસા** નજીક ડુંગરપુરના પહાડોના લાંબા નીચા ફાંટા, **પ્રાંતીજ** તાલુકામાંના નાના નાના ડુંગરો, ધોલા અને ધંધુકા તાલુકામાં **ચોટીલા** ડુંગરની નીચી ધારો કે હારો છે. ધોધા મહાલમાં **ચોટીલાનો** જે થોડો ભાગ છે તે **ખોખરાના** ડુંગરો કહેવાય છે.

**નદીઓઃ**—બે દિશામાં વહે છે. ઇશાન તરફથી નીકળે છે તે નૈર્ઋત્ય તરફ ઢાળ હોવાથી તે તરફ વહે છે, અને પશ્ચિમે કાઠિઆવાડમાંથી નીકળે છે તે પૂર્વ તરફ ઢાળ હોવાથી તે તરફ વહે છે. વહાણ એકેમાં ફરી શકતાં નથી.

**મુખ્ય નદીઓ** (૭):—સૌથી અગત્યની **સાબરમતી, વાત્રક, ખારી, માઝુમ, ભાદર,** અને **ભોગાવો,** એ સાત છે. સિવાય નાની નદીઓ અને વહેળા પણ છે.

**બોખ** (ફાટ-ચીરો)—**સાબર** અને **હાથમતીના** સંગમ આગળથી શરૂ થઈ દક્ષિણે વહે છે તે **પ્રાંતીજ** પાસે આવેલો છે. **મોટો બોખ** ૧૫૯ એકરમાં અને **નાનો બોખ પ્રાંતીજ** કસબાની પશ્ચિમે ૩૫ એકરમાં છે. **મુંધાસણ** આગળ **ખારી** નદી **બોખના** ખાડામાં સમાઈ જાય છે. **બોખ** એ હાથમતીનો જુનો પ્રવાહ માર્ગ છે.

**સરોવરો અને તળાવોઃ—નળ સરોવર** (૪૯) એ કુદરતી સરોવર છે. તે સિવાય **ચંડોલા, કાંકરીઉં, મલેકસાબાનનું, સરખેજનું, દેડકી, શુરકર, માનસર–મિનલ–સર કે મુનસર, ગંગાસર, મલાવ, ખાન, મુલતાન,** ધોલેરામાં ધર્મફંડથી બંધાવેલું અને **સોનારિઆ** એ મોટાં પાકી બાંધણીનાં તળાવો છે.

**નહેરો** (૧):—**બોખની** પશ્ચિમેથી શરૂ કરી કાકરિઆમાં અને પછી **ચંડોળામાં** મેળવી છે. **ચંડોળામાંથી** દક્ષિણ ભાગમાં ડાંગરના ક્યારડામાં પાણી આપે છે. આ **નહેરમાં** વધારે પાણી **થવા** માટે રાયપુર આગળ **ખારીમાંથી** એક નહેર ખોદીને મેળવેલી છે.

(૨) **હાથમતીની નહેરઃ**—ખારીમાં પાણી વધારવા અને કાંઠાનાં ગામડાંનાં ખેતરોમાં ડાંગરના ક્યારડાઓમાં પાણી આપવા માટે **અ**મનગર (હિંમતનગર) પાસેથી એ નહેર ખોદી છે, અને તે ૨૦ માઇલ વહી મુંધાસણ પાસે **ખારીમાં** મેળવી છે.

**સમુદ્રકાંઠોઃ**—શુમારે ૭૦ માઇલનો છે. તેમાં **ખંભાતનો** અખાત છે. સમુદ્રકાંઠા ઉપર કેટલેક ઠેકાણે ખાંચા પડી ગયા છે તે **ખાડી** કહેવાય છે.

**ખાડીઓઃ**—૧ **ધોલેરાની** એ ધોલેરા બંદર પાસે **ભાદર** નદીના મુખમાં છે. તેમાં ખુણબંદરે વહાણો લંગર કરે છે. ૨ **બાવળીઆ** અને ૩ **ઘોઘાની** એ ખાડીઓ છે.

**બંદરોઃ—ધોલેરા, ઘોઘા,** અને **બાવળીઆરી** ( એ ઝાઝું વપરાતું નથી ) છે.

**બેટઃ—પીરમ** એ ઘોઘાથી દક્ષિણે ચાર માઇલ છેટે ખંભાતના અખાતમાં ખડકનો ટેકરો છે.

**દીવાદાંડીઃ—૧ પીરમબેટ** ઉપર તે તરફ આવતાં વહાણો પાસેના ખડક સાથે અથડાઈ ડૂબી જતાં અટકાવવા માટે ઈંટથી ચણેલી પત્થરની ગોળાકાર સીડીવાળી બાંધેલી છે. તેના પર **પવન-ચક્કી** પણ છે. દીવાનું ફાનસ ૧૦૦ ફૂટ ઉંચે છે. તેમાંનો દીવો

૨૦ માઇલ છેટેથી દેખાય છે. ૨ **ઘોઘાની ઈશાને**, અને ૩ ધોલે-**રાની** ખાડીના મુખ આગળ લાકડાના **થાંભલા** પર ૫૦ ફુટ ઉંચે તેમાં પાંચ ફાનસો બળતાં રાખે છે, તે ૧૫ માઇલ છેટેથી દેખાય છે.

**આબોહવાઃ**—ગુજરાતના બીજા જિલ્લાઓ કરતાં અહીં દરીઓ પાસે નહિ હોવાથી ટાઢ અને તાપ વધારે પડે છે. ઘોઘા તરફ દરીઓ પાસે હોવાથી ત્યાં તાપ ઓછો લાગે છે. ઈશાનનો સુકો પવન શિઆળામાં ઘણો વાય છે, તેથી ટાઢ વધારે પડે છે. ઉનાળામાં પશ્ચિમેથી પવન વાય છે, તેથી તાપ વધારે પડે છે.

**ઓકટોબરમાં** ઘોઘા તાલુકામાં તાજી, ઠંડી અને સુખકારક લહેરો આવે છે. ફેબ્રુઆરિ અને જૂન મહિના તંદુરસ્ત અને **ઓક**-ટોબરમાં માંદગી વિશેષ હોય છે.

**જમીન અને પાકઃ**—૧ **જમીન**-જિલ્લાના પૂર્વભાગમાં ગોરાટ ગોરાડુ અને **પશ્ચિમ ભાગમાં કાળી** એ બે જાતની જમીન છે. કેટલેક સ્થળે બન્ને જાતની હોય છે.

કાળી જમીનમાં કપાસ અને ઘઉંનો વધારે પાક થાય છે.

ધોળકા અને ધંધુકાના બારાની નીચી જમીનમાં વધારે વરસાદ પડે તો કપાસ સારો પાકે છે અને થોડો પડે તો ઘઉં થાય છે.

દસક્રોઈ તાલુકામાં **ડાંગર** ઘણી પાકે છે.

**સાબરમતી** નદીના ભાઠાની જમીનમાં **તમાકુ** અને **એરંડા** થાય છે. **મોડાસા** અને **ઘોઘાના** ડુંગરી પ્રદેશમાં શેરડી, ડાંગર, કેળ, કંદમૂળ, કેરી, રાયણ, ટેટી વગેરે. મધ્ય ભાગમાં વિશેષ તાપ પડે છે તેથી ત્યાં ફળનો પાક સારો થાય છે.

**પાકઃ**—ખેતીમાં બાજરી, ડાંગર, જુવાર, ઘઉં વગેરે ધાન્યઃ મગ, તુવેર, ચણા, અડદ, વાલ વગેરે કઠોળઃ કપાસ અને ગવાર પાકે છે. **ભાલમાં** ( ધંધુકા તાલુકાનો પૂર્વભાગ અને **ધોલકા** તાલુકાનો દક્ષિણ ભાગ) ઘઉં સારા થાય છે. તમાકુ એ ઘણા ભાગમાં થાય છે. તેમાં **સાણંદ** વગેરેની વખણાય છે.

આદું, મરચાં. હળધર, લસણ, રાઈ, મેથી, ધાણા, જીરૂં, વરિઆળી જિલ્લાના ઘણા ભાગમાં તેમાં વિશેષે કરીને ધોળકા અને દસક્રોઈ તાલુકામાં થાય છે.

**તેલીબીઆં:**—તલ, **એરંડા**, બધે સ્થળે; **મહુડાની ડોળ** અને કણજી દસક્રોઈ અને **પ્રાંતીજ** તાલુકામાં; **સરસવ-વીરમગામ** અને **મોડાસામાં** અને **અળસી** ધોળકામાં થાય છે.

**રેષામય પદાર્થોમાં:—કપાસ** બધે થોડો ઘણો, અને શણ અને ભીંડી દસક્રોઈ અને **પ્રાંતીજ** તાલુકામાં થાય છે.

**રંગમય પદાર્થોમાં:—કસુંબી** ધોળકામાં, **ગળી** દસક્રોઈમાં અને **કેસુડાં; સાણંદ**, મોડાસા અને ધોઘા તાલુકામાં થાય છે.

**બગીચા અને વાડીની પેદાશમાં:**—જામફળ, શેરડી, દાડમ, કેળાં, બટાટા, સુરણ, રતાળું, શકરીઆં, વિશેષે કરીને **દસક્રોઈ** અને ધોળકા તાલુકામાં. અને શાકભાજી અને ફુલો ઓછાંવધતાં બધે થાય છે.

**ખનીજ:—મીઠું**—ખારાઘોડામાં કુવા ખોદી **વરાગડું** મીઠું પકવે છે, તે ગુજરાત, **મધ્યપ્રાંત** અને **રાજપુતાનામાં** જથાબંધ જાય છે.

**લોઢું:**—ધોઘા નજીક લોઢાનાં વળાં પથરાએલાં જણાય છે.

**સુરોખાર:—વીરમગામ** તાલુકાના કેટલાક ભાગમાં એવી માટી છે કે તેમાંથી **સુરોખાર** બનાવી શકાય. ધોલેરા આસપાસની જમીનમાં અગાઉ ઘણો બનાવાતો, પણ હાલ બનતો નથી.

**ઊસ:**—**પ્રાંતીજ**ની પશ્ચિમમાં ઘણો મળે છે, તેથી તેનો **પ્રાંતીજ**માં **સાબુ** બને છે, તે ઘણો વખણાય છે, અને ઘણો ખપે છે.

**ભૂતડો:**—ધોઘા મહાલના મોરચંદ ગામ પાસે કાંકરી વિનાની ધોળી માટી નીકળે છે. તે **મુંબઈ** તરફ ચઢે છે. તેની ધાતુ ગાળવાની **કુલડીઓ** બને છે.

**અકીક અને ગોમેદ:**—ચિત્રવિચિત્ર તસરોવાળો દોરાદાર રાણપુર નજીકથી મળી આવે છે.

**પત્થરો:**—ઘોઘા મહાલમાં મકાન બાંધવા લાયકના જાતજાતના પત્થરો મળે છે.

**જાનવરો:**—ગ્રામ્યપશુઓમાં ધોળકા તાલુકાના **બળદ** કદાવર અને મજબુત થાય છે. **છારોડી** ( **સાણંદ** તાલુકા )માં બળદ ઉછેરવાની સંસ્થા છે. વળી સારા **ઘોડાની** ઓલાદ વધારવા પ્રયાસ થાય છે.

કુદરતી **વિભાગો:**—આખા જિલ્લાના ત્રણ થઈ શકે. ૧ **પ્રાંતીજ** એમાં **મોડાસાનો** પહાડી પ્રદેશ આવી જાય છે તેમાં ડુંગરાળ અને રેતાળ જમીન છે. (૨) **મધ્ય વિભાગ** એમાં **વીરમગામ**, **દસક્રોઈ**, ધોળકા અને ધંધુકા તાલુકા અને **સાણંદ** પેટામહાલ આવી જાય છે. તેમાં પૂર્વ તરફની ધોળી રેતાળ અને પશ્ચિમમાં કાળી જમીન છે. ૩ **ઘોઘા તાલુકો** એમાં ડુંગરાળ અને કાળી જમીન છે.

**અસલના વિભાગો:**—અસલથી આ જિલ્લાના ૯ વિભાગો જાતજાતની જમીન, લોકોની બોલી, રીતભાત અને પોશાકમાં પડતા તફાવતથી પડેલા છે.

(૧) **મહેવાસ**—**પ્રાંતીજ** અને **મોડાસા** મળીને. (૨) **દસકોશી**—અમદાવાદથી ચારે તરફ દસ દસ ગાઉ ફરતો પ્રદેશ. તેનો ઉત્તર તરફનો થોડો ભાગ **દંઢાયમાં** આવેલો છે. (૩) **સાબરકાંઠો**—**સાબરમતીનો** હેઠલો ભાગ કાંઠા નજીકનો પ્રદેશ. **સરોડાથી વૌઠા** સુધી અને પશ્ચિમમાં **રાશમ** સુધીનો મુલક. ૪ **ભાલ** કે કાળી ધરતીનો સપાટ પ્રદેશ. તેમાં ધોળકા તાલુકાનો અર્ધો ભાગ આવી જાય છે. ૫ **નળકંઠો**—**નળ** સરોવરના કાંઠાથી તે **સાણંદ** કસબાની દક્ષિણે થોડા માઇલ સુધીનો પ્રદેશ. ૬ **ખાખરિયું** ( ખાખરનાં ઝાડ ઘણાં થતાં હોવાથી) **સાણંદની** દક્ષિણે થોડા માઇલ સુધી તે ગાયકવાડી મુલક સુધીનો પ્રદેશ. ૭, **ચુંવાળ**+—**વીરમગામ** કસ્બાથી આગળ

---

+ અસલ આ મુલકમાં ૪૪ ગામ હતાં તેથી ચુમ્માલીશ–ચુંવાળી—**ચુંવાળ** કહેવાય છે તે માટે કહેવાય છે કે:—

તોછડી બોલી ને ટુંકાં પેરણાં, ઝાડ જવલ્લે ને ઝાંખરાં ઘણાં;
સસલાં, હરણ, કાળિયારતણાં, **ચુંવાળે** ટોળાં રઝળ ઘણાં.

પૂર્વપશ્ચિમ સુધી હારમાં ઉપલાણે, અને **નળ**કાંઠાની ઉપલી બાજુએ આવેલો મુલક ૮. **કનેર**–રતાશ પડતી જમીનવાળી સાંકડી પટી તે **ભાલ**ની પશ્ચિમે ધંધુકા અને **બરવાળા**ની વચ્ચે છે. ૯ **કાઠિઆવાડ—**ધંધુકા તાલુકાનો બાકીનો પશ્ચિમ ભાગ અને ઘોઘા તાલુકો કાઠિઆવાડ નજીક આવેલો હોવાથી તે કાઠિઆવાડ કહેવાય છે.

**હાલના વિભાગો—તાલુકાઃ**–રાજ્યવહીવટની સુગમતા સારૂ આખા **જિલ્લાના** ૬ **તાલુકા** અને ૩ **પેટામહાલ** કર્યા છે. **તાલુકા** (૬) **ઉત્તર દસક્રોઈ, દક્ષિણ દસક્રોઈ, વીરમગામ, પ્રાંતીજ, ધોળકા** અને **ધંધુકા** એ છ છે.

**પેટામહાલ** (૩):—**સાણંદ, મોડાસા** અને **ઘોઘા.**

× દશક્રોશી ઉપરથી દસક્રોઈ શબ્દ થયો છે.

## અમલદારો.

**મુખી—પોલીસ પટેલઃ** ગામમાં સરકાર તરફનો ગામનો આગેવાન ગામનો ઉપરી અધિકારી. ઘણા ભાગે તે તેજ ગામનો વતની હોય છે. તે ગામમાં થતી ચોરી, લૂટફાટ, મારફાડ વગેરે અટકાવી બંદોબસ્ત રાખે છે, અને સરકારમાં જાહેર કરે છે.

**તલાટી—ગામનો મહેતોઃ** -એક કે વધુ ગામની આસપાસનાં ખેતરોનું **મહેસુલ**, કર વગેરેની વસુલાત કરનાર અમલદાર.

**મહેતાજીઃ**—જ્યાં છોકરાં ભણે છે, અને નિશાળ હોય છે તેનો ઉપરી. નાનાં ગામડાંમાં નિશાળ હોતી નથી.

**મામલતદારઃ**– તાલુકાનો ઉપરી અમલદાર. તે તાલુકાનાં બધાં ગામ ઉપર તજવીજ રાખે છે. લોકોની ફરિઆદો સાંભળી ફેંસલો કરે છે.

**ગવર્નરઃ**—ઇલાકાનો મુખ્ય ઉપરી અધિકારી, તે મુંબઈ અને પુનામાં રહે છે.

**ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટરઃ—**જિલ્લાના કેળવણી ખાતાનો મુખ્ય ઉપરી.

**મ્યુનિસિપાલિટિ**:—શહેર સુધરાઈ ખાતું.

**પ્રેસિડેન્ટ**:—મ્યુનિસિપાલિટિ માટે રૈયતે ચૂંટી કાઢેલા બીન પગારદાર મુખ્ય અધિકારી.

**ચીફ ઓફિસર**:—મ્યુનિસિપાલિટિનો વહીવટ કરનાર મુખ્ય પગારદાર અમલદાર.

**હેલ્થ ઓફિસર**:—શહેરીઓના આરોગ્ય સંબંધીનો વહીવટ કરનાર અમલદાર.

**સભાસદો કે મેંબરો**:—મ્યુનિસિપાલિટિનો વહીવટ કરવા માટે પ્રજાએ ચૂંટી કાઢેલા શહેરના સંભાવિત સદ્‌ગૃહસ્થો.

**પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ**:—જિલ્લાપોલીસના મુખ્ય ઉપરી અમલદાર.

**સબ ઇન્સ્પેક્ટર**—તાલુકા પોલીસનો મુખ્ય અમલદાર, તેને **ફોજદાર** પણ કહે છે.

**જમાદાર**—ચાર પાંચ ગેટનો ઉપરી પોલીસ અમલદાર.

ડિસ્ટ્રિક્ટ અથવા **સેસન્સ** જડજ:—જિલ્લાનો ન્યાય કરનાર મુખ્ય અમલદાર.

**એંજિનીઅર-ઇજનેર**:- મકાનો બાંધકામ ખાતાના મુખ્ય અમલદાર. તેમના તાબામાં **ઓવરસી**અરો, **મિસ્ત્રીઓ** હોય છે.

**સિવિલ સર્જન**:—જિલ્લાનું મુખ્ય દવાખાનું-**સિવિલ હૉસ્પિટલ** તેના ઉપરી.

**હેડપોસ્ટ માસ્તર**:—પોસ્ટ ઓફિસનો મુખ્ય ઉપરી. તેમના તાબામાં **સબ** અને **બ્રાન્ચ** પોસ્ટ ઓફિસો છે.

દરેક ગામે **પોસ્ટ** ઓફિસ હોતી નથી, કેટલેક **સ્થળે** નિશાળના મહેતાજી બ્રાન્ચ (નાની) પોસ્ટ ઓફિસનું કામ કરે છે; ત્યાં તેમને **બ્રાન્ચ પોસ્ટ** માસ્તર કહે છે.

**તાર માસ્તર**:—તાર ઓફિસનો ઉપરી.

**સ્ટેશન માસ્તર**:—રેલ્વે સ્ટેશનનો ઉપરી.

**આબકારી કલેક્ટર**:—કોઈ કેફી વસ્તુ સરકારની રજા વિના બનાવે કે વેચે નહિ, તેની તપાસ રાખનાર અમલદાર.

આ શહેર ગુજરાત અને દેશાવરમાં જબરો મોભો ધરાવતું હોવાથી તેના સંબંધમાં આવતાં ગામડાં, શહેરો અને દેશના ભાગો અને શહેરની જાહોજલાલી, વેપાર રોજગાર, જાણીતાં સ્થળો, વગેરે સંબંધી વિગતો જાણવાની ઉત્કંઠા સહજ સ્વાભાવિક ઉદ્ભવે છે. આથી આવી માર્ગદર્શક હકીકત સૌને પુરી પાડે અને શહેરના ભોમીઆ તરીકે–ગાઇડ તરીકે પણ તે ખપ લાગે, એ ઉદ્દેશ પણ એમાં દગ્ગોચર થશે. આ ઉદ્દેશ પાર પાડવામાં રા. રા. સાર્જંટરાય માધવરાય દવેએ સ્નેહપૂર્વક સહાય કરેલી તેથી તેમનો આભારી છું.

ભૂગોળનાં શાળોપયોગી બાળોપયોગી પુસ્તકો રસિક, સુંદર, આકર્ષક, ચિત્રો અને નકશાથી ભરપુર હોવાં જોઈએ. આ ઉદ્દેશ પુરો કરતાં ખર્ચ ઘણો વધે છે, પુસ્તકનું કદ વધે છે. આથી કિંમત પણ પ્રમાણમાં વધે છે. કિંમતના વધારાથી તેનો બહોળો ઉઠાવ પણ હોતો નથી. તેથી પણ ઓછી કિંમત રાખી પ્રચાર કરવાનું મુશ્કેલ છે; આથી પુસ્તકને નકશા, ચિત્રો, વગેરેથી આકર્ષક કરવાનું બની શકતું નથી; છતાં પણ આ પુસ્તક ખર્ચના ભોગે પણ પ્રગટ કરવાનું સાહસ ખેડયું છે. જો તેનો ફેલાવો વધશે, અને જો લોકપ્રિય થશે, તો કિંમત ઘટાડવા યત્ન કરી કૃતકૃત્ય થઈશ.

આશા રાખું છું કે મારો આ પ્રયાસ શિષ્યશિક્ષકો અને શહેરની માહીતી મેળવવા માટે ઉત્સુક પ્રજાવર્ગને સરળ, માર્ગદર્શક અને અનુકૂળ થઈ પડશે. 'મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે,' આથી આમાં રહેલા દોષો, સુધારો-વધારો વગેરે આવશ્યક ત્રુટિઓ સૂચવાશે તો તેને ઉપકાર સહ પુનઃ આવૃત્તિમાં યથાસ્થાન મળશે. મારા આ પ્રયત્નને શિષ્યો, શિક્ષક—બંધુઓ, પ્રજાવર્ગ અને કેળવણી ખાતા તરફથી યોગ્ય ઉત્તેજન મળશે એમ ઇચ્છી વિરમું છું. તથાસ્તુ !

ડભોડા-સાદરા, મહીકાંઠા. } લિ૦ સેવક,
મહાશિવરાત્રિ સંવત ૧૯૮૨ } ભાઇચંદ પૂંજાદાસ શાહ

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પહેલી આવૃત્તિ ડિવિઝન વર્નાક્યુલર બુકકમિટિની સંમતિથી ઉત્તર વિભાગના મે૦ એજ્યુ૦ ઇ૦ સા૦ બહાદુરે નં. નં. ૧૪૦૮૧ તા. ૩-૨-૧૯૨૭ થી અને પશ્ચિમ હિંદ સ્ટેટસ એજન્સિના મે૦ એજંટ ટુ ધી ગવર્નર જનરલ સા૦ બહાદુરે નં. નં. B. A. P. 25 (૨) તા. ૨૫ જૂન સને ૧૯૨૬ થી લાયબ્રેરિ પુસ્તક તરીકે મંજુર કરી છે.

પ્રથમાવૃત્તિ ટૂંક સમયમાં ખપી જવાથી આ બીજી આવૃત્તિમાં અપૂર્ણ વિગતો, ક્ષેત્રફળ 'અમદાવાદ જિલ્લાની સામાન્ય ભૂગોળ' વગેરે ઉમેરી સહેજસાજ સુધારા વધારા અને નકશા સાથે આ આવૃત્તિ બહાર પાડી છે.

જેઠ સુદી ૩ સંવત ૧૯૮૪. } ભાઇચંદ પૂંજાદાસ શાહ.
મે સને ૧૯૨૮. }

# જાહેર ખબર.

## મુંબઈ ઈલાકો, વડોદરા રાજ્ય, એજન્સિઓ અને સ્ટેટોમાં ઇનામ—લાયબ્રેરિ માટે મંજુર.

| | | |
|---|---|---|
| ૧ | મહીકાંઠા એજન્સિનો રંગીન નકશો | ૯—૦—૦ |
| ૨ | મહીકાંઠા એજન્સિની સામાન્ય ભૂગોળ | ૦—૫—૦ |
| ૩ | ઈડર સંસ્થાનની સામાન્ય ભૂગોળ. (ચો૦ આ.) | ૦—૨—૬ |
| ૪ | પાલણપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ | ૦—૩—૦ |
| ૫ | રાધનપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ | ૦—૧—૬ |
| ૬ | મહીકાંઠા એ૦ સરળ ભૂગોળ કા.૦—૬—૦પા. | ૦—૯—૦ |
| ૭ | બનાસકાંઠા એજન્સિની સામાન્ય ભૂગોળ | ૦—૪—૬ |
| ૮ | ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ. | ૦—૦—૬ |
| ૯ | ભૂગોળનો પદ્યપાઠ ( ધો ૩ થી ૭ માટે ) | ૦—૩—૦ |
| ૧૦ | અમદાવાદ શહેરની સચિત્ર સરળ ભૂગોળ | ૦—૪—૦ |
| ૧૧ | બાળઆંકપોથી ( ટેકસ્ટ-બુક-લા૦) | ૦—૨—૦ |
| ૧૨ | ઇતિહાસનો પદ્યપાઠ (ધો. ૫ થી. ૭ માટે) | ૦—૨—૦ |
| ૧૩ | પરાક્રમી પૌરવ ( ત્રિઅંકી નાટક ) | ૧—૪—૦ |
| ૧૪ | બાળગીત ( સાતમી આવૃત્તિ ચ૦ મા૦ ભટ ) | ૦—૧—૬ |
| ૧૫ | બાળગીત સંગ્રહ ભા. ૧ લો (૨૭૩ ગીતો) | ૦—૯—૦ |
| ૧૬ | બાળગીત સંગ્રહભા. ૨જો ( ૨૫૩ ગીતો ) | ૦—૧૨—૦ |
| ૧૭ | સંવાદસંગ્રહ ભાગ૧લો ૫૫ સંવાદો | ૨—૦—૦ |
| ૧૮ | સંવાદ સંગ્રહ ભાગ ૨ જો ૪૬ સંવાદો | ૧—૪—૦ |
| ૧૯ | સંવાદસંગ્રહ ભાગ ૩ જો ૦—૧૦—૦ પા. પું. | ૦—૧૪—૦ |
| ૨૦ | સંવાદ માળા મણકો ૧ લો ( ત્રણ સંવાદ ) | ૦—૨—૦ |
| ૨૧ | સરળ દેશી હિસાબ ( નવીન ઢબ મુજબ ) | ૦—૧—૬ |
| ૨૨ | ભક્તી ભજનાવળી | ૦—૨—૦ |
| ૨૩ | સચિત્ર સરળ બાળપોથી | છપાય છે. |
| ૨૪—૨૫ | સંવાદ સંગ્રહ ભાગ ૪—૫ | છપાય છે. |
| ૨૬ | ગુજરાત પ્રાંતની સચિત્ર સરળ ભૂગોળ | છપાય છે. |
| ૨૭—૩૪ | પદ્યસંગ્રહ ભા.૧—૮ બાળવર્ગથી ધો.૭ સુધી. | છપાય છે. |

### પાઠ્ય પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૩૫ | ગુજરાતના ઇતિહાસની સચિત્ર સહેલી વાર્તાઓ ( વિસ્તૃત આવૃત્તિ પૃષ્ઠ ૨૧૬ ) ઘટાડેલી કિંમત | ૦—૬—૦ |
| ૩૬ | ગુજરાતના ઇતિહાસની સચિત્ર સહેલી વાર્તાઓ. ( સંક્ષિપ્ત આવૃત્તિ પૃષ્ઠ ૧૨૮ ) | ૦—૪—૦ |

અમારા ત્યાં શાળોપયોગી અને સસ્તા સાહિત્ય વગેરેનાં પુસ્તકો, ડ્રોઇંગ બુકો, પાઠ્ય પુસ્તકો, કોપીઓ, એક્ષરસાઇઝ નોટો ( કાચી, પાકી ) નાના મોટા નકશા, ચિત્રો, હાડપિંજર, અક્ષરમાળા, તક્તા, સ્લેટ, પેન, ચૉકપેટી, રીમ. સ્ટેશનરિ અને શિવણનો સામાન, રબર, શાહીની ટીકીઓ, વગેરે છૂટક અને જથાબંધ કિફાયતથી મળશે.

**ભાઈચંદ પૂજાદાસ શાહ.**
ટુભોડા, માદરા—મહીકાંઠા.

બુકસેલર—**માણેકલાલ ભાઈચંદદાસ શાહ એન્ડ બ્રધર્સ**
દિલ્હીગેટ, પોલીસ ... નં૦ ૩૪૭૦
અમદાવાદ